

# બાળ નિર્માણની વાર્તાઓ



# બાળનિર્માણની વાર્તાઓ ભાગ-૯

લેખક

આશાબહેન એ. શાહ 'સરસિજ'

પ્રકાશક :

યુગ નિર્માણ યોજના વિસ્તાર ટ્રસ્ટ

ગાયત્રી તપોભૂમિ, મથુરા.

ફોન : (૦૫૬૫) ૨૫૩૦૧૨૮, ૨૫૩૦૩૯૯

મો૦ ૦૯૯૨૭૦૮૬૨૮૭, ૦૯૯૨૭૦૮૬૨૮૯

ફેક્સ : (૦૫૬૫) ૨૫૩૦૨૦૦

પ્રાપ્તિ સ્થાન :

શાખા અમદાવાદ

ગાયત્રી જ્ઞાનપીઠ, પાટીદાર સોસાયટી,

જૂના વાડજ, અમદાવાદ-૩૮૦ ૦૧૩

ફોન : ૦૭૯-૨૭૫૫૭૨૫૨

સુધારેલી આવૃત્તિ- ૨૦૧૩ કિંમત રૂા. ૧૫.૦૦

# અનુક્રમણિકા

# સૂઝબૂઝનું કામ

તારા નામની દેડકીને નાનો પરિવાર હતો. તે અને તેનાં બે બાળકો. બહુ દિવસો પહેલાં તેના પતિને સાપે ડંખીને મારી નાંખ્યો હતો.પતિના મૃત્યુ વખતે બાળકો બહુ નાનાં હતાં. તારાએ બહુ ધીરજ અને લગનથી તેઓને પાળીપોષીને મોટાં કર્યાં હતાં. તેણે પોતે દુઃખ સહન કર્યું હતું પણ બાળકોને પિતાના અભાવનો અનુભવ થવા દીધો નહોતો.

તારા સમજદાર મા હતી. તે જાણતી હતી કે બાળકોની સૌથી મોટી નિર્માત્રી માતા જ છે. તેણે તેના બાળકોમાં શરૂઆતથી જ સારી ટેવો પાડી હતી અને સારી વાતો શીખવાડી હતી. તારાનાં બન્ને બાળકો પપ્પૂ અને ગપ્પૂ હોશિયાર હતાં. તેઓ માતાની શીખ મુજબ કામ કરતાં, મોટાઓનું કહ્યું કરતાં, તેઓને માન આપતાં. પાડોશીઓ તેમને વહાલ કરતાં હતાં.

પપ્પૂ-ગપ્પૂ થોડા મોટા થયા ત્યારે તારા તેમને વિધિસરનું શિક્ષણ આપવા લાગી જેમ કે તરવું, કૂદવું, ગાવું, વાંચવું અને શિકાર કરવો. આમ જ તેઓનો અડધો દિવસ વીતી જતો. એક દિવસ તારાએ વિચાર્યું, જેટલા સમયમાં હું માત્ર મારાં બાળકોને શીખવું છું તેટલા જ સમયમાં પાડોશનાં બીજાં બાળકોની સાથે હું તેઓને ભણાવી શકું. મારે તો બે બાળકો જ છે, અને મારી પાસે કામ પણ થોડું છે. પાડોશીઓને સાત-આઠથી ઓછાં બાળકો તો કોઈને છે જ નહીં. ઘરમાં આખો દિવસ કકળાટ રહે છે. બિચારી કોઈ પણ બાળકની સારી રીતે દેખભાળ કરી શકતી નથી. જો મારાથી તેઓને લાભ થાય તો

સારું છે.

સાંજે જ્યારે પાડોશણો ઘરનું કામકાજ પતાવીને બે ઘડી તળાવ કિનારે વાતો કરવા બેઠી તો તારાએ કહ્યું, ''બહેનો, પપ્પૂ-ગપ્પૂને તો હું ભણાવું જ છું પણ જો તમારી મરજી હોય તો તમારાં બાળકોને પણ સવારે મારી પાસે મોકલો. તો એક બહેને જવાબ આપ્યો કે, ''હા,બહેન, સારું છે તમારી પાસે રહીને કંઈક તો શીખશે. અમને તો આવડા મોટા કુટુંબના કામધંધામાંથી જ ફુરસદ મળતી નથી.''

બીજા દિવસે બે-ત્રણ પાડોશીઓનાં બાળકો તારાને ઘેર ભણવા આવ્યાં. તારા તેઓને ખૂબ જ પ્રેમથી ભણાવતી હતી. બાળકો ઘેર જઈ તારા માસીનાં ખૂબ વખાણ કરતાં હતાં. પોતાનાં બાળકો પાસેથી વખાણ સાંભળી, તો કોઈએ દેખાદેખીમાં હવે બધી જ દેડકીઓએ પોતાનાં બાળકોને તારાને ત્યાં મોકલવાનું શરૂ કરી દીધું. તારાને ઘેર ભણનાર બાળકો એટલાં બધાં વધી ગયાં કે ઘરમાં બેસવાની પણ જગ્યા રહી નહીં. તે તળાવના કિનારે, ઝાડની છાયામાં, ખુલ્લી જગ્યામાં ભણાવવા લાગી. હવે તેને બે મિનિટની ફુરસદ કે ખાવાનું શોધવાની પણ ફુરસદ મળતી નથી.

તારાની એક પાડોશણ બહુ સમજદાર હતી. તેની નજરમાં આ વાત છૂપી ન રહી શકી. એક દિવસ તે તારા પાસે આવી અને બોલી,''બહેન, તમારા શિક્ષણથી તો અમારાં બાળકો સુધરતાં જાય છે, તો તમે એક શાળા જ ખોલી દો ને. તમે અમારાં બાળકોને ભણાવા- ગણાવવા અને સારાં બનાવવા માટે પહેલ કરો. અમે બધાં ખાવાપીવાનો સામાન



તેમ જ તમારી જરૂરિયાતની વસ્તુઓ તમને લાવી આપીશું, જેનાથી કોઈ મુશ્કેલી અને ચિંતા વગર તમે તમારું કામ કરી શકશો.''

તારાને આમાં શું નુકસાન હોય ? તેણે તો હા પાડી દીધી. બસ પછી તો પૂછવું જ શું. પાડોશણ બધાના ઘેર જઈ જઈ વાત કરી આવી. બીજા દિવસે સવારે એક નવી સ્કૂલનું ઉદ્‌ઘાટન થઈ ગયું. તેનું નામ રાખવામાં આવ્યું 'તારા વિદ્યાપીઠ.' ઉદ્‌ઘાટન-સમારંભમાં દેડકા, દેડકીઓએ ખુશીના આવેશમાં જોરજોરથી ટર્ર-ટર્ર કરીને મંગલગીતો ગાયાં. દેડકાઓનાં બાળકોએ કૂદી કૂદીને સામૂહિક નૃત્ય કર્યું.

બીજા જ દિવસે 'તારા વિદ્યાપીઠ'માં વિધિસરનું ભણતર શરૂ થઈ ગયું. બાળકોની સંખ્યા વધુ હોવાથી તારાએ ભણાવવા માટે બે દેડકીઓની નિમણૂક કરી. હવે તારા આચાર્યા બની ગઈ હતી. બધાં તેને 'મોટીબહેન' કહેતાં અને તેનું સન્માન કરતાં.

તારા વિદ્યાપીઠમાં શિક્ષણ જ સારું થતું તેમ નહોતું પણ

સારા આચાર-વિચાર પર પણ જોર આપવામાં આવતું. કેવળ સદાચાર જ શીખવવામાં ન આવતો પરંતુ સ્વાવલંબન, સાહસ, સંગઠન, આત્મરક્ષણ પર પણ જોર આપવામાં આવતું. તારા કહેતી જેટલું બાળકોને સદાચારી અને જ્ઞાની બનાવવું જરૂરી છે, તેટલું જ જરૂરી અનીતિ, અત્યાચાર સામે સંઘર્ષ કરવા યોગ્ય બનાવવાં જરૂરી છે, અને આ જ કારણે તારા વિદ્યાપીઠના બધા જ વિદ્યાર્થીઓ સાહસી અને આત્મસૂઝવાળા હતા.

એક દિવસની વાત છે. તારા, બંને શિક્ષિકાઓ અને બધાં જ બાળકો પર્યટન માટે પાસેના જંગલમાં ગયાં. ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો. વાતાવરણ ખુશનુમા હતું. બધાંએ ખૂબ જ મજા કરી. પાછા ફરતી વખતે તેઓ નાનાં જૂથમાં વહેંચાઈ ગયાં. બે બાળકો સૌથી પાછળ રહી ગયાં. તેઓ આખે રસ્તે ખૂબ મસ્તી કરતાં આવતા હતાં. તેઓ ઘણીવાર ખૂબ ઝડપથી ચાલતાં તો કોઈકવાર ચૂપચાપ બેસી જતા. જ્યારે બીજાં બાળકો આગળ થઈ જતાં તો ખૂબ ઝડપથી તેઓ આગળ થવાનો પ્રયત્ન કરતાં. આમ ઘણા સમયથી રમત કરી રહ્યાં હતાં. શિક્ષિકાઓએ આમ કરવા બદલ ના કહી પણ તેઓ તો તેમની ધૂનમાં મસ્ત રહ્યા.

અચાનક એક દિવસ એક ઘટના બની. બંને બાળકો તેમના સાથીદારોથી ખૂબ જ પાછળ રહી ગયાં હતાં. એક સાપ ઘણા વખતથી તે તળાવમાં રહેતો હતો. તે સામે આવ્યો અને બોલ્યો, "બેટા, ક્યાં જાઓ છો ?"

બાળકોએ કહ્યું, "અમારા ઘરની પાસેના જંગલમાં."



સાપે કહ્યું, "અરે, હજુ તો ઘણો સમય બાકી છે. એટલી બધી ઉતાવળ પણ શી છે ? તમે તો મારા મહેમાન છો. અમારા જંગલમાં બહુ સારી સારી વસ્તુઓ છે. તેને ખાધા વગર હું તમને જવા નહીં દઉં."

બાળકોને મનમાં થયું સારી સારી વાતો કરીને ક્યાંક તે અમને ગળી ન જાય. તેઓ મનમાં વિચારવા લાગ્યા કે કેવી રીતે આ દુષ્ટથી છુટકારો થાય. શારીરિક બળમાં તો તેઓ ઓછાં હતાં. તેઓ કોઈ યુક્તિ વિચારવા લાગ્યા. અચાનક એક બાળકે આંખ મિંચકારતાં કંઈક ઈશારો કર્યો અને તેણે સાપને કહ્યું, "હા બાપુજી, ખાધા-પીધા વગર અમે શા માટે જઈએ ? આજે તો તમારા જંગલની સ્વાદિષ્ટ વાનગીઓ ખાઈને જ જઈશું."

સાપ મનમાં ને મનમાં ખૂબ જ ખુશ થયો. આજે તેના ઘેર અવસર હતો. તે વિચારતો હતો કે અવસરમાં દેડકાઓનું માંસ ખાઈને સાપો ખૂબ જ ખુશ થશે. થોડે દૂર જઈને બાળકો અચાનક અટકી ગયા. એક બાળકે સાપને કહ્યું, "પિતાજી કોઈ પણ સારી વસ્તુ એકલા એકલા ન ખવાય એવું અમારી



બહેન કહેતાં હતાં. અમારા બીજા મિત્રો છે. તેઓ પણ આપણી સાથે આવશે તો ખૂબ મજા પડશે."

સાપે કહ્યું , " આજે તો તેઓ જતા રહ્યા. હવે કાલે તેઓને લઈને આવજો." એક બાળકે કહ્યું, "કાલે તો ખબર નહીં. અમારી મા અમને આવવા દે કે નહીં. તેઓ અમારાથી થોડા જ આગળ હતાં થોડા આગળ ગયાં હશે. તમે કહો તો હું દોડીને હમણાં જ તેઓને બોલાવીને આવું."

સાપે પૂછયું, "તમારે કેટલા મિત્રો છે ?"

જવાબ મળ્યો, "આઠ." આ સાંભળીને સાપના મોંમાં પાણી આવ્યું. તેણે મનમાં વિચાર્યું વાહ આજે તો અવસરમાં મજા આવશે. પછી તેણે જોરથી કહ્યું, "જાઓ, બાળકો જલદી આવજો, ત્યાં સુધી હું અહીં તમારી રાહ જોઉં છું."

બંને બાળકો છલાંગ મારતાં સાપની આંખોથી દૂર થઈ ગયાં. હાંફતાં હાંફતાં તેઓ શાળાએ પહોંચ્યા. ત્યાં તેઓની શોધ ચાલી રહી હતી. તેઓએ મોટીબહેનને જઈને આખીયે વાત કરી. તેઓની વાત સાંભળીને તારાબહેન બહુ જ ખુશ થઈ અને કહ્યું, "બાળકો તમે મુશ્કેલીમાં પણ ગભરાયા નહીં.

તમે ધીરજથી, બુદ્ધિથી કામ કર્યું. તેથી તમે બચીને અહીં આવી શક્યાં છો. નહીં તો તમારી ભાળ પણ ન મળત. સાહસ અને વિવેકથી કામ લઈએ તો જ મુશ્કેલીઓ પાર પાડી શકાય છે. આ વાતને હંમેશાં યાદ રાખવી.''

બીજા દિવસે એક સમારંભમાં બંને બાળકોને ઈનામ આપ્યું. તારાએ એક નાનું ભાષણ આપતાં કહ્યું, ''બાળકો, સંસારમાં છળકપટ અને ધૂતવાવાળાઓની કમી નથી. આપણે સીધા જ તેમની વાતમાં ફસાઈ જઈએ તેમાં હોશિયારી નથી. આવું ભોળપણ તો નરી મૂર્ખતા છે. હોશિયારી તો એમાં છે કે તેમની ચાલ સમજીને તેમને તેમની ચાલમાં સફળ ન થવા દઈએ. બુદ્ધિથી અથવા પરાક્રમથી આપણે તેમની કપટભરી યોજનાથી બચી જઈને અને બીજાઓને પણ બચાવીએ તે જ ઉચિત છે. સદાચારી બનવું તે તો આપણા બધાનું કર્તવ્ય છે. પણ વખત આવે દુર્જનોનો સામનો પણ કરવો જોઈએ. જીવનની દરેક પરિસ્થિતિમાં પોતાની આત્મસૂઝથી સફળ થઈ શકો તેવો અભ્યાસ કરતા રહો.''

# દાદાની પંચાયત

થોડા સમય પહેલાં વરસાદ પડી ગયો હતો. આકાશમાં મેઘધનુષ દેખાતું હતું. ઠંડો પવન આવી રહ્યો હતો. ઝાડ નાહી-ધોઈને હવામાં પોતાનાં પાંદડાં હલાવીને જાણે કે નાચી રહ્યાં હતાં. અભ્યારણમાં ચારે બાજુ હસી-ખુશીનું વાતાવરણ જામ્યું હતું. જીવજંતુ અહીંતહીંથી નીકળીને ઘાસના મેદાનમાં એકઠાં થયાં હતાં. મન્નૂ મોર, કલ્લુ કાગડો, મંદા બતક, લાલુ સસલો,

કન્નૂ કાચબો તથા બીજાં અનેક પ્રાણીઓ ત્યાં આવી ગયાં હતાં. બધાં આરામથી વાતો કરતાં હતાં. ત્યાં અચાનક મન્નૂ મોરની નજર મેઘધનુષ પર પડી અને નાચી ઊઠયો. થોડીવાર નાચી લીધા પછી પોતાની જગ્યાએ બેસતાં તેણે કહ્યું, "આ ઈન્દ્રધનુષ પણ મારી જેમ સુંદર છે."

કલ્લુ કાગડાએ કહ્યું, "માત્ર તમારી પાંખો જ સુંદર છે. કોઈ દિવસ પગ તરફ જોયું છે. કેવા જાડા અને કદરૂપા છે ?"

મન્નૂની આંખો ગુસ્સાથી લાલ થઈ ગઈ તે ગુસ્સાથી બોલ્યો, "ચૂપ રે, કાળા કાગડા, તું મારી સુંદરતાની અદેખાઈ કરે છે." મન્નૂને આટલાથી સંતોષ ન થતાં તેણે કલ્લૂ કાગડાની પીઠમાં પોતાની ચાંચ મારી.

આ મંદા બતકને ન ગમ્યું. તે કલ્લૂના પક્ષમાં બોલવા જતી હતી. પણ કલ્લુ ચાર દિવસ પહેલાં જ તેની સાથે ઝઘડી પડ્યો હતો. એટલે તે વિચારી રહ્યો હતો કે મંદા પણ મોરની જેમ પોતાની સુંદરતા ઉપર ગર્વ કરતાં આડીઅવળી સંભળાવશે. તે કર્કશ અવાજમાં જલદીથી બોલી ઊઠ્યો, "હા, હા, રાણીજી, તને પણ દૂધ જેવા રંગના શરીરની સુંદરતા ઉપર ગર્વ હશે. કહેવા-સંભળાવવામાં કંઈ બાકી રહી જતું હોય તો તે તમે પૂરું કરી દો."

આ સાંભળીને મંદાને ગુસ્સો આવી ગયો. તે બોલી, "તું જરા ધીરજથી સાંભળ તો ખરો કે હું શું કહું છું. તું જેમ શરીરથી કદરૂપો છે તેવો જ મનનો પણ મેલો અને અક્કલનો અધૂરો છે. તને વહેવારની સભ્યતાની રીત પણ ખબર નથી કે પહેલાં બીજાની વાત સાંભળ્યા પછી જ પોતાની કહેવાય."

મંદા બતક અને કલ્લુ કાગડાની વાતો સાંભળીને લાલુ સસલો દાંત કાઢીને હસી પડ્યો. કલ્લુ કાગડાને બહુ ખોટું લાગ્યું. તે વાતમાં વચ્ચે જ બોલી ઊઠયો, "વાહ ભાઈ, બીજા ઉપર હસો છો પણ કોઈ દિવસ પોતાના કાન જોયા છે ? લાગે છે કોણ જાણે કેટલી ભૂલો કરી હશે કે ભગવાને ખેંચી ખેંચીને લાંબા બનાવી દીધા છે."

કલ્લુની વાત સાંભળીને લાલુ ગુસ્સે થઈ દાંત કાઢી મૂછ મરડી બોલ્યો, "અરે, મરતોલ ચૂપ તો મર. વધારે બકવાસ ન કર. કયાંક એવું ન થાય કે મારા પગ નીચે કચડાઈને મરી જાય."

આ બધાની બધી વાત નીલકંઠદાદા ઝાડ પર બેઠાં બેઠાં ઘણા ટાઈમથી સાંભળતા હતા. તેઓ વિચારતા હતા કે અંદરોઅંદર જ આ ઝઘડો શમી જશે. પણ તેઓએ જોયું કે ઝઘડો ઓછો થવાને બદલે વધતો જ જાય છે તો તેમણે વચ્ચે બોલવાનું ઉચિત માન્યું. ઝાડની ઊંચી ડાળી પરથી જ તેઓ બોલ્યા, "બાળકો, આટલી સરસ ઋતુને લડીઝઘડીને શા માટે બગાડો છો ? અંદરોઅંદર પ્રેમ અને ભાઈચારાથી રહો · સુખશાંતિથી જીવો અને જીવવા દો."

"જુઓ દાદા, આ મન્નૂ મોર કેટલો અભિમાની છે ?"

"કલ્લુ કાગડો કેટલો દુષ્ટ છે."

"મંદા બતક કેવી કર્કશા છે."

"લાલુ સસલો કેટલો ઉદ્ધત છે."

"કન્નૂ કાચબો કેટલો ઝઘડાળુ છે."

પ્રાણીઓના આ અવાજ નીલકંઠદાદાને ચારેબાજુથી

સંભળાવા લાગ્યા.તેઓ એકબીજાની ફરિયાદ કરી રહ્યા હતા. ત્યારે લાલુ સસલાએ કહ્યું, ''દાદાજી, મહેરબાની કરીને નીચે આવો અને અમારા ઝઘડાનું સમાધાન કરાવો.''

બધાં એકસાથે બોલ્યા, ''હા, દાદાજી, તમે જ આવીને નિર્ણય કરો કે અમારામાંથી કોણ કેવું છે ?''

નીલકંઠદાદાને ઝાડ ઉપરથી નીચે ઉતરવું પડયું. તેઓ ઊડીને આ ઝઘડાળુઓની વચ્ચે આવીને બેસી ગયા. બહુ જ ગંભીરતાપૂર્વક આ બધાને સમજાવતા બોલ્યા, ''બાળકો, એકબીજાના દોષ શોધવાથી શું ફાયદો ? સારું અને ખોટું તો બધાંમાં જ છે. ખુદ મારામાં પણ છે. બીજાના તલ માત્ર દોષ આપણને તાડ સમાન દેખાય છે. પરંતુ આપણો મોટામાં મોટો દોષ ખબર હોવા છતાં પણ આપણે જોવા માંગતા નથી. વિચારો, જેટલો સમય આપણે બીજા પર દોષ ઢોળવામાં કરીએ છીએ તેટલો જ સમય ગંભીરતાથી આપણા દોષો પર વિચાર કરવામાં અને તેને દૂર કરવાનો પ્રયત્ન કરવામાં લગાવીએ તો આપણે કેટલા સારા બની જઈએ. પોતાના દુર્ગુણોને દૂર કરવા અને પોતાની જાતને સુધારવી તે બધાનું પહેલું કર્તવ્ય છે. પણ અહીંયાં આપણે આળસ કરીએ છીએ. આપણે તો બીજાના દોષ શોધી શોધીને, નિંદા, ચાડીચુગલી, જૂઠાણું અને લડાઈ જેવા દુર્ગુણોને અપનાવીએ છીએ.''

નીલકંઠદાદાની વાત બિલકુલ સાચી હતી. તે સાંભળીને મન્નૂ, કલ્લુ, મંદા,લાલુ અને કન્નૂ બધાંનું માથું શરમથી ઝૂકી ગયું.

દાદા ફરી બોલ્યા, ''ખરાબ માણસની બૂરાઈ કરીને



આપણે કોઈને સુધારી શકતા નથી. બીજાની ખરાબ ટેવને આપણે પ્રેમ અને સદ્‌ભાવથી અને આપણા સારા વ્યવહારથી જ છોડાવી શકીએ છીએ.''

''દાદાજી તમારી વાત બિલકુલ સાચી છે.'' મન્નૂ મોરે કહ્યું.

''શરીર તો ભગવાનની દેન છે. આપણું કર્તવ્ય તો પોતાની જાતને ગુણોથી સુંદર બનાવવાની કોશિશ કરો, પોતાના ગુણ કર્મ અને સ્વભાવનું પરીક્ષણ કરો.'' કલ્લુ કાગડો કહેવા લાગ્યો.

''કલ્લુભાઈ તમે કેટલા સારા છો, પોતાની રોટલી હળીમળીને ખાઓ છો, હિંમત અને ધીરજ તમારો સૌથી મોટો ગુણ છે, કોઈ પણ કામમાં નિષ્ફળતા મળવા છતાં પણ સતત પ્રયત્ન કર્યા કરો છો અને સફળતા મેળવીને જ જંપો છો. તમારો આ ગુણ 'કાગ ચેષ્ટા'ના નામે સંસારભરમાં પ્રસિદ્ધ છે.'' મન્નૂ મોરે કહ્યું.

એની વાત વચમાંથી જ અટકાવતા કલ્લુ કાગડો બોલ્યો, "બસ ભાઈ બસ કરો. હું આટલી બધી પ્રસંશાને યોગ્ય નથી. આજે મારી આંખ ઉઘડી ગઈ, હવે હું મારા દુર્ગુણો દૂર કરવાનો પ્રયત્ન કરીશ."

પછી તે મંદા બતકથી માફી માંગતા બોલ્યો, "મોટી બહેન, મારે તમારી સાથે આવી અશિસ્તભરી વાતો નહોતી કરવી જોઈતી. ગુસ્સામાં હું મારી જાતને ભૂલી ગયો. મારૂં બોલ્યૂં ચાલ્યું માફ કરજો."

મંદા બોલી, "અને ભાઈ, તું પણ મને માફ કરજે. મેં પણ તારી જોડે અસભ્યતાથી વાતો કરી હતી. કોણ કેવું છે તેની પરખ તો તેના બોલવાથી જ થાય છે. બહારથી સુંદર હોવાથી શું ? વ્યવહારની મધુરતા અને વાણીની મૃદુતા જ સુંદરતામાં વધારો કરે છે. સુંદર તો એ જ છે જેણે પોતાની વાણીમાં સ્નેહ અને સૌજન્યતાનો ઉચિત સમાવેશ કર્યો છે."

આ બાજુ લલ્લુ સસલો કાચબાને કહી રહ્યો હતો કે, "નાના ભાઈ, ક્રોધના આવેશમાં ન જાણે મેં તમને શું-શું કહી દીધું. કેવો મૂર્ખ છું, અવિવેકી છું કે નાની નાની વાતોમાં ઉશ્કેરાઈ જઈને હું મારું માનસિક સમતોલન ખોઈ બેસું છું. ભાઈ, તું મને માફ કરજે. હવે હું મારા સ્વભાવને સમતોલ રાખવાનો પૂરો પ્રયત્ન કરીશ. ઓહ, તમે કેટલા સારા છો, પરોપકારી છો. તમે તો પૃથ્વીની નીચેની માટીને ઉપર લઈ આવો છો અને જમીનને ફળદ્રુપ બનાવો છો. ખેતીને હરિયાળી બનાવવામાં શું તમારો ફાળો કદી ભુલાય તેવો છે ?"

આ બધી વાતો સાંભળી નીલકંઠદાદા મનમાંને મનમાં

ખૂબ જ ખુશ થયા. તેઓ બોલ્યા, "બાળકો, આ રીતે એકબીજાના સારા ગુણો જોઈને અપનાવવાનો પ્રયત્ન કરવો. બીજાના અવગુણ પર ધ્યાન તો રાખવું, પોતાની જાતને બચાવવી પણ કોઈ દિવસ કોઈની ટીકા ન કરવી. પોતાના દુર્ગુણોનું ધ્યાન રાખવું, તેની સખત ટીકા કરવી, તેમાં ઢીલ ન કરવી. જીવનની સફળતા અને સારા બનવા માટેનું આ એક મોટું રહસ્ય છે."

"દાદાજી, આપની આજની આ સુંદર શિખામણને અમે હંમેશાં યાદ રાખીશું. અમે અમારી જાતને એવી બનાવવા પ્રયત્ન કરીશું," તેમ મન્નૂ, કલ્લુ, મંદા, લાલુ અને કન્નૂ બોલ્યા. પછી તેઓએ માથું નમાવી નીલકંઠદાદાને પ્રણામ કર્યા અને ખુશ થઈને પોતપોતાના ઘર તરફ ચાલ્યા. નીલકંઠદાદાએ પણ ખુશ થઈ પાંખો ફફડાવી અને લાંબી દોડ ભરી આકાશમાં ખોવાઈ ગયા.

# એક સફળ યોજના

સુધીર તેના માબાપનો એકનો એક પુત્ર હતો. તેનામાં એક મોટો દુર્ગુણ હતો અને તે ચોરી કરવાનો. તે કોઈની સારી વસ્તુને જોઈને પોતાની જાત ઉપરથી કાબૂ ગુમાવી દેતો અને તેને ચોરી લેતો. સુધીરના સાથીઓ તેની આ ટેવથી વાકેફ હતા અને તેઓ તેનાથી દૂર જ રહેતા હતા. ચોરની વળી મૈત્રી કોણ ઈચ્છે ?

સુધીરની મા તેની આ ટેવથી ખૂબ હેરાન થતી હતી. આમ તો તેમની પણ ભૂલ હતી. સુધીર નાનપણમાં જ બીજાની

નાની-મોટી વસ્તુઓ પૂછ્યા વગર ઉઠાવી લાવતો હતો. તેઓ હસીને તે વસ્તુને આઘીપાછી ફેંકી દેતા પણ તેમને સુધીરને કોઈ દિવસ સમજાવવાનો પ્રયત્ન ન કર્યો કે, આ રીતે કોઈની વસ્તુઓ પૂછ્યા વિના લેવી જોઈએ નહીં. વગર પૂછે બીજાની વસ્તુ લેવી તે ચોરી જ છે. સુધીરની આ ટેવ વધતી ગઈ. પહેલાં તો તે નાની વસ્તુઓ ઉઠાવતો હતો. હવે મોટાં થતાં તે ધીમે ધીમે મોટી વસ્તુઓ ઉઠાવવા માંડ્યો. તેને મફત માલ



વાપરવાની ખરાબ ટેવ પડી ગઈ હતી. હવે માના કહેવાની તેના ઉપર કોઈ અસર થતી નહોતી.

એક દિવસ સુધીર મંદિરે ગયો. ત્યાં તેની નજર એકબાજુ મૂકેલા ચમકતા જોડા ઉપર પડી. તે પોતાની લાલચને રોકી ન શક્યો. તેણે ચકોર નજરે ચારેબાજુ નજર કરી. કોઈનું પણ ધ્યાન તે બાજુ ન હતું. જોડામાં પગ નાખતાં તે રફુચક્કર થઈ ગયો.

સુધીર ખૂબ ખુશ થઈને ઘર તરફ જતો હતો. તેને પોતાની

નવી ચંપલ ગુમાવ્યાનું દુઃખ નહોતું. જોડાને વારંવાર જોઈને તે વિચારતો હતો કે આ જોડાથી તેના જેવી ત્રણ-ચાર જોડી ચંપલો આવી શકશે.

નવા જોડા પહેરીને મિત્રોના ઘેર ફરતો ફરતો મોડેથી સુધીર પોતાના ઘેર પહોંચ્યો. તેણે માની નજર ચૂકાવી ઓરડામાં એક ખૂણામાં જોડા મૂકી દીધા. સુધીરના માતા-પિતા જમવા માટે તેની રાહ જોઈ રહ્યા હતાં. બધાં ખાવા માટે બેઠા. સુધીરે જોયું કે પિતાજી આજે બહુ જ ઉદાસ છે. ખાતાં ખાતાં તેઓ બોલ્યા, ''સુધીર બેટા, આ મહિનાના અંતમાં શાળા તરફથી ફરવા જવાનો હતો તે માટે હું તને પૈસા આપી શકું તેમ નથી.''

''કેમ, એવી શું વાત છે ? તમે તો જવા માટે રજા આપી હતી ને હવે વિચારો તો ખરા મારા મિત્રો મારી કેવી મશ્કરી કરશે.'' સુધીરે ગભરાતાં કહ્યું.

તેની માએ કહ્યું, ''બેટા, વાત એમ છે ને કે તને તો ખબર છે કે તારા પિતાજીને આ અઠવાડિયે લગ્નમાં જવાનું છે. તેઓએ ત્યાં જવા માટે આજે જ દોઢસો રૂપિયાના જોડા પહેર્યા હતા પણ કોણ જાણે કોઈ દુષ્ટે તે ચોરી લીધા.''

''ચોરી લીધા ? ક્યાંથી ચોરાઈ ગયા ?'' સુધીરે પૂછ્યું.

''તેઓ પહેરીને મંદિર ગયા હતા. ભગવાનના નામનો ઢોંગ કરવાવાળા કોઈ દુષ્ટે મંદિરે આવીને જોડા ઉઠાવી લીધા.'' માએ કહ્યું.

પિતાજી કહેવા લાગ્યા, ''ચોરી કરવાવાળો કોઈ દિવસ વિચારતો નથી કે બીજાની ચોરેલી વસ્તુ સાચું સુખ આપી શકતી

નથી. સુખ અને પ્રસન્નતા (આનંદ) પોતાની ઈમાનદારી, પરિશ્રમથી મેળવેલી વસ્તુઓથી મળે છે. ચોરને કોઈ જુવે કે ના જુવે પણ ભગવાન તો જુવે જ છે. તેને પોતાની કરણીનું ફળ તો કોઈને કોઈ દિવસ મળે જ છે.''

''હા, પાપનો ઘડો કોઈને કોઈ દિવસ તો ફૂટે છે અને તે વખતે તે વ્યક્તિ તેના મિત્રોને મોં બતાવવાને લાયક પણ રહેતો નથી.'' માએ કહ્યું.

સુધીર ચૂપ બેસી રહ્યો. એના મનમાં ક્ષણભર તો શંકા ગઈ કે ક્યાંક આ જોડા પિતાજીના તો નહીં હોય. તે જાણતો હતો કે પિતાજી દરરોજ મંદિરે જાય છે.

સૂતા પહેલાં સુધીરના પિતાજી ગાદલું લેવા ઓરડામાં ગયા. તેમની નજર એક ખૂણામાં મૂકેલા જોડા પર પડી. તેઓએ ત્યાંથી જ બૂમ પાડી, ''અરે, આ શું આશ્ચર્ય છે ?''

''કેમ, શું થયું ?'' કહેતી સુધીરની મા દોડતી આવી.

''જુઓ, મારા જોડા, એ અહીંયા ક્યાંથી આવી ગયા?'' ખૂણામાં મૂકેલા જોડા તરફ ઈશારો કરતાં તેઓએ કહ્યું.

''ઊભા રહો, હમણાં જ સુધીરને બોલાવું છું.'' તેઓએ કહ્યું અને દોડતાં તેને બોલાવી લાવ્યા.

સુધીર આવીને ચૂપચાપ ઊભો રહી ગયો. તેનું મોઢું ફિક્કું પડી ગયું હતું. તેની ચોરી પકડાઈ ગઈ હતી.

''સુધીર તારી નવી ચંપલ ક્યાં છે ?'' માએ પૂછ્યું.

સુધીર શું જવાબ આપે ? તે ચૂપ જ રહ્યો. મા અને પિતાજી સાચું સમજી ગયા છે તે જાણીને તેનું માથું શરમથી નમી ગયું.

"આહ !" પિતાજીના મોઢામાંથી બસ આ જ શબ્દ નીકળ્યો. તેઓ સુધીર પર એક નજર નાંખતા, પોતાનું માથું હાથ વડે પકડીને ત્યાંથી ચાલી નીકળ્યા. યુવાન બાળકને વધારે કહેવા - સંભળાવવાનું તેમને યોગ્ય ન લાગ્યું. તેઓ એ પણ જાણતા હતા કે ગુસ્સો વધી જશે તો તેઓ સુધીરને મારપીટ પણ કરશે. તે માટે તે સમયે તેમણે બહાર જવાનું ઉચિત માન્યું.

"સુધીર બેટા, તારી પાસે તો કોણ જાણે કેટકેટલી આશાઓ હતી." કહેતાં કહેતાં તેની માની આંખમાં આંસુ આવી ગયાં. તે પણ પોતાની આંખો લૂછતાં લૂછતાં બહાર નીકળી ગઈ.

સુધીરને ખૂબ પસ્તાવો થયો. માતા-પિતા ગુસ્સામાં આવીને કંઈક કહ્યું હોત તો આટલું દુઃખ ન થાત. પણ તેમના મૌનથી તેમનું હૃદય ભરાઈ આવ્યું. રાતભર તે ઊંઘી ન શક્યો. રડતો જ રહ્યો. વારંવાર તેની આંખોની સામે તેના માતા-પિતાનું મોઢું યાદ આવી જતું. તે પોતાની જાતને દોષ આપતો રહ્યો. તેણે સંકલ્પ કર્યો કે હવે તે કોઈ વસ્તુની ચોરી નહીં કરે. સવાર પડતાં જ તે માતા-પિતાનાં ચરણમાં ઢળી પડ્યો અને બોલ્યો, "મને છેલ્લીવાર માફ કરી દો. હવે હું આવું કામ કોઈ દિવસ નહીં કરું."

તે દિવસથી સુધીર બદલાઈ ગયો. પછી તેની કોઈ ફરિયાદ ન આવી. હવે તેના માતા-પિતા ખૂબ ખુશ હતાં. તેના પિતાની યુક્તિ સફળ થઈ હતી. તેઓએ સુધીરને ઘણીવાર સમજાવ્યું હતું પણ તે કોઈ દિવસ માનવા જ તૈયાર નહોતો થતો કે તે વસ્તુઓ ચોરીને લાવ્યો છે.ત્યારે તેઓએ તેને

હાથોહાથ પકડવાની યુક્તિ બનાવી. તે દિવસે સુધીરને મંદિરમાં જતાં જોઈ તેઓ પણ તેની પાછળ પાછળ ગયાં હતાં. ત્યાં તેઓએ જોડા એવી જગ્યાએ મૂકયા કે તરત જ નજર પડે અને પોતે સંતાઈને ઊભા રહ્યા.તેઓની ધારણા સાચી પડી. જોડા જોઈને સુધીર લલચાઈ ગયો અને સંતાડીને લઈ આવ્યો. થોડીવાર પછી પિતાજી પણ ત્યાં આવી ગયા. ઘરે આવીને તેમણે સુધીરની માને બધી વાત કહી. પરંતુ સુધીરને આ વાતની ગંધ ન આવવા દીધી.

"કહો કેવી રહી આપણી યુક્તિ ?" એક દિવસ સુધીરના પિતાજીએ તેની માને પૂછ્યું.

"બહુ જ સુંદર અને સફળ" તેની મા બોલી, "નહીં તો આ છોકરાને કહેવાથી તો કોઈ જ અસર જ થતી નહોતી ને. પાડોશીઓની ફરિયાદ સાંભળી સાંભળીને હું તો કંટાળી ગઈ હતી. સાથે સાથે ડર હતો કે અત્યારથી જ આ હાલ છે તો મોટો થઈને કયાંક ચોર ડાકૂ તો નહીં બને ને."

"હા, બાળકોના સારાનરસા માટે મોટું કારણ માતા-પિતા હોય છે. આ તેમની મરજી પર નિર્ભર છે કે પ્રેમથી, ગુસ્સાથી કે બુદ્ધિથી કોઈપણ રીતે બાળકને સાચા રસ્તા પર લઈ જાય છે." પિતાજી કહેવા લાગ્યા.

માએ કહ્યું, "હા, સાચું કહો છો તમે. વાસ્તવમાં બાળકોનું સારી રીતે લાલન-પાલન કરવું, તેમને યોગ્ય અને સંસ્કારી બનાવવા, માતા-પિતા માટે જન્મ આપવા કરતાં પણ કઠિન કાર્ય છે. તેમાં સફળ થવાવાળાં જ બાળકો ગૃહસ્થ અને સાચા નાગરિક બને છે."

# સાહસભરી યાત્રા

ગંગા નદીમાં એક કાચબો અને કાચબી રહેતાં હતાં. કાચબાનું નામ હતું રાજા અને કાચબીનું નામ હતું રાણી. બંનેનું જીવન ખૂબ જ ખુશીથી પસાર થતું હતું. ખાવાપીવાની કોઈ કમી નહોતી. ખૂબ માછલીઓ, કીડા અને છોડ હતા. બંને પેટ ભરીને ખાતા. ગંગામાં તરતા અને મન થાય ત્યારે એકાન્તમાં બાલુના કિનારે આવતા. ત્યાં તેઓ પોતાનું માથું અને ડોક છુપાવીને પડ્યા રહેતા અને કલાકો સુધી આવતા જતા યાત્રિકોને જોયા કરતા, યાત્રીકો ગંગામાં સ્નાન કરતા, બેસીને પૂજા કરતા, આરતી કરતા. રાણીને આ બધું જોવાની ખૂબ મજા આવતી.

રાજા-રાણીનું આ સુખી જીવન બહુ લાંબુ ન ચાલ્યું. ક્યાંકથી એક મગર ઘડિયાલ ત્યાં આવી ગયો. તે મગર રાજા-રાણીને ખૂબ હેરાન કરતો.તે ઈચ્છતો કે કોઈપણ રીતે આ બંને મરી જાય તો થોડા દિવસ સુધી તેને ખોરાક મળી રહે. પણ



રાજા-રાણી તેનાથી સાવધ રહેતાં. હંમેશાં તેનાથી બચી જતાં.પણ મગર તેમનો પીછો કરતો. તે આટલો સુંદર શિકાર ખોવા માંગતો ન હતો. રાજા-રાણી નદીના તટ પર આરામ કરતાં હોય તો પણ તે ત્યાં પહોંચી જતો. તેના મોંઢા પર હંમેશાં હાસ્ય રહેતું ને રાજા-રાણીની મૈત્રી માટે પ્રયત્ન કરતો.રાજા-રાણી તેની લોભામણી વાતોમાં ન ફસાતાં. બુદ્ધિશાળી તો તે જ છે જે પરિસ્થિતિને સારી રીતે સમજીને કામ કરે છે. પોતે વિચાર ન કરવાવાળા, આંખો બંધ કરીને બીજાની સલાહ પર ચાલવાવાળા હંમેશાં ઠોકર ખાય છે. રાજા-રાણીએ પણ મગરની વાતો ન માની.

રાજા-રાણીનું શાંતિથી રહેવું ભારે થઈ પડ્યું હતું. એક દિવસ બંને જણા ફરતાં ફરતાં દૂર નીકળી ગયા.તેઓ ત્યાં બેઠાં બેઠાં પોતાની સ્થિતિ પર વિચાર કરવા લાગ્યા. રાજાએ કહ્યું, ''રાણી, મગર તો મારશે ત્યારે મારશે પણ ચિંતા અને ભયથી આપાણે અડધા થઈ ગયા છીએ. મુશ્કેલીની ચિંતા કરી કરીને આપાણે એટલા દુર્બળ થઈ જઈશું કે શત્રુ આપણને સરળતાથી મારી નાંખશે.''

રાણી કહેવા લાગી, ''હા, જલદીમાં જલદી કોઈ ઉપાય વિચારવો જોઈએ.મુશ્કેલીઓની ચિંતા કરવી તે તો મૂર્ખતા છે. મુશ્કેલીમાં તો સામનો કરવો, તેનો ઉકેલ લાવવો, ધીરજ અને સાહસથી કામ કરવાથી જ મુશ્કેલીઓ ટળે છે.''

રાજાએ કહ્યું, ''હા, એ તો છે જ. હવે આપાણે હિંમતથી કામ લેવું પડશે. એવું કરીએ ગંગાનો આ કિનારો છોડી બીજે ક્યાંક જઈએ. ચિંતા અને વિચારોથી તો મુક્તિ મળશે.''

"પણ આપણે તો કોઈ દિવસ અહીંથી ક્યાંય ગયા જ નથીને. અજાણી જગ્યાએ ક્યાં જઈશું ?" રાણીએ ગંભીરતા-પૂર્વક વિચારતાં કહ્યું.

"હા, એ વાત સાચી છે કે રસ્તો અજાણ્યો છે. પણ કોઈક તો રસ્તો મળશે. મનસ્વી અને ધીરજવાન માટે સુખ અને સફળતાના બધા જ રસ્તા પોતાની મેળે જ ખુલી જાય છે. વિચારો અને ગભરાટમાં જીવવું તેના કરતાં મુશ્કેલીઓ સામે ઝુકાવીને હસતાં હસતાં મરવું વધારે સારું છે." રાજાએ કહ્યું.

"તમારી વાત બિલકુલ સાચી છે. બસ આ જ આપણો છેલ્લો નિર્ણય છે. હવે વધુ વિચારવું નકામું છે. ચાલો, આજથી જ આપણી યાત્રાનો શુભ આરંભ કરીએ" રાણી કાચબી ઉત્સાહથી આગળ વધતાં બોલી.

રાજા-રાણી ગંગાને છોડીને લાંબી યાત્રા પર નીકળી પડ્યાં. રસ્તામાં બંનેને કોઈ ખાસ મુશ્કેલી ન પડી. જગ્યા જગ્યાએ ખાવાપીવાનું મળી રહેતું હતું. હવે તેમના મનમાં કોઈ ચિંતા હતી નહીં.બંને કહેતા હતા કે આપણી શંકાઓ નકામી નીવડી. આપણે પહેલેથી નીકળી પડ્યા હોત તો સારું થાત. પરંતુ થોડા સમય પછી તેમની સામે મુશ્કેલીઓ આવવા લાગી. કોઈ વખત ખાવાનું ન મળતું તો કોઈ વખત દૂર દૂર સુધી પાણી ન દેખાતું. એક દિવસ સવારથી ચાલતાં ચાલતાં બપોર પડી. ખૂબ તડકો હતો, તરસથી તેઓનાં ગળા સુકાઈ રહ્યાં હતાં. રાણી ગભરાઈ ગઈ. તે નિરાશ થઈને એક ઝાડ નીચે આરામ કરવા બેસી ગઈ અને બોલી ઊઠી, "આજે તો

તરસથી મારો જીવ નીકળી જાય છે.''

રાજાએ સમજાવતાં કહ્યું, ''ગભરાઈશ નહીં રાણી, ધીરજ રાખ. કોઈક તો ઉપાય મળશે જ.''

રાજા આમ કહીને માટીના ઢગલા ઉપર ચઢી ગયો. તેણે દૂર દૂર નજર દોડાવી. અચાનક થોડેક દૂર પાણી વહેતું દેખાયું. તે ખુશીનો માર્યો બોલ્યો, ''રાણી, હવે બસ થોડુંક જ ચાલવાનું છે. જો તો, ત્યાં પાણી જ પાણી છે.''

પાણીનું નામ સાંભળી રાણી ખુશ થઈ ગઈ. બંને જાણ ઝડપથી રાજાએ જે દિશામાં પાણી જોયું હતું તે તરફ દોડયા. ત્યાં સાચે જ મીઠું અને ઠંડું પાણી હતું. બંનેએ પેટ ભરીને પાણી પીધું. રાજા કહેવા લાગ્યો, ''જ્યારે મુશ્કેલી સામે આવે છે ત્યારે તેનો ઉપાય પણ સાથે જ હોય છે. પરંતુ તે વિચારીને કામ કરનારને જ મળે છે.''

રાજા અને રાણી બંને ફરીથી પાણીના આધારે આગળ વધ્યાં અને અંતે એક ખેતરના કૂવા પાસે પહોંચ્યા. રાજાએ કૂવામાં જોયું તો ત્યાં પાણી જ પાણી હતું. તે બહુ ખુશ થયો અને બોલ્યો, ''રાણી, જો આપણે પાણીમાં રહેવા માંગતા હતા ને ! જો અહીંયા પાણી જ પાણી છે.''

''પણ પાણી કેટલું બધું ઊંડું છે. કેવી રીતે આપણે ત્યાં પહોંચીશું અને કેવી રીતે બહાર નીકળીશું.'' રાણી ઉદાસ થતાં બોલી. તેણે કોઈ દિવસ કુવો જોયો નહોતો.

''આપણે ફરી એક્વાર સાહસ અને જોખમભર્યો નિર્ણય લેવો પડશે. એમ કરીએ, હું કૂવામાં કૂદકો મારું છું. જો ઠીક લાગશે તો તને આવવા જણાવીશ.''



રાણીએ કંઈક કહેવા મોઢું ખોલ્યું પણ તેટલામાં જ રાજાએ કૂદકો મારી દીધો. રાણી જોતી જ રહી ગઈ. ત્યારે તેને કુવામાંથી રાજાનો અવાજ સંભળાયો. તે ખુશ થઈને બૂમ પાડી રહ્યો હતો, ''રાણી જલદી આવ.'' રાણીએ પણ કૂવામાં કુદકો માર્યો. બંને ખુશ થઈને નાચવા લાગ્યા. બહુ જ દિવસની મુસાફરી પછી, લાંબા સંઘર્ષ પછી બંનેને ચિંતા વગર રહેવાની જગ્યા મળી હતી.

રાજાએ રાણીનો હાથ પકડીને આખા કૂવામાં એક ચક્કર લગાવ્યું અને ખુશ થઈને બોલ્યો, ''અહીંયા કોઈ પણ નથી. અહીંયાંથી હવે આપણે ક્યાંય જવું નહીં પડે. હું અહીંયાંનો રાજા હોઈશ અને તું રાણી હોઈશ.''

# પરખ

ધનપતિરાય બહુ મોટા ઉદ્યોગપતિ હતા. તેમના કારખાનામાં ઘણા માણસો કામ કરતા હતા. એકવાર અચાનક જ તેમના કારખાનાના વ્યવસ્થાપકનું મૃત્યુ થયું. ધનપતિરાય ઊંચી પદવી પર યોગ્ય અને ગુણવાન કર્મચારીઓની જ નિમણૂક કરતા હતા. તે હંમેશાં કહ્યા કરતા કે જે વ્યક્તિમાં માત્ર બુદ્ધિ જ હોય અને નૈતિકતાનો આભાવ હોય તેવી વ્યક્તિ વિશેષ મહત્ત્વની નથી હોતી અને તેથી જ તેમણે એવી વ્યક્તિની શોધ શરૂ કરી દીધી કે બુદ્ધિની સાથે સાથે સારો વ્યવહાર અને સારા વિચારો ધરાવતો હોય.

કારખાનાના વ્યવસ્થાપકનું પદ ખૂબ જ મહત્ત્વપૂર્ણ હતું. ઘણા બધા લોકો આ પદ મેળવવા માંગતા હતા.



ધનપતિરાયે જે વ્યક્તિઓ યોગ્ય હતા તેમની યાદી બનાવી અને નક્કી કરેલા દિવસે તે બધાને રૂબરૂ મુલાકાત માટે બોલાવ્યા. પરંતુ પ્રશ્ન તે થયો કે બુદ્ધિમત્તા તો રૂબરૂ મુલાકાતથી જાણી શકાય પરંતુ ચરિત્રના વિષયમાં કેવી રીતે જાણી શકાય. ધનપતિરાયે મનોમન આ વાત ઉપર ગંભીરતાથી વિચાર કર્યો અને અંતે એક યુક્તિ શોધી કાઢી.

રૂબરૂ મુલાકાત લેવા તેઓ પોતે અને તેમનો પુત્ર બેઠા. પહેલાં તેઓ મુલાકાતીને બૌદ્ધિક યોગ્યતા માટેના વિવિધ પ્રશ્નો પૂછતા અને તેમાં સંતોષજનક જવાબ મળ્યા બાદ જ પિતા-પુત્ર તેની યોગ્યતા મુજબ આગળ કાર્યવાહી કરતા. તેઓ બીજા મુલાકાતીને લઈને અંદરોઅંદર વાતચીત કરતા, તેનાં વખાણ કરતા પછી જે મુલાકાતી તેમની સામે બેઠો હોય તેને પૂછતા કે તમારી નજરમાં અમુક વ્યક્તિ વ્યવસ્થાપકના પદ માટે કેવો રહેશે ? એવા લોકોનો તોટો નથી કે જે બીજાને પાડી દઈને પોતે આગળ વધવામાં જરા પણ ખચકાટ અનુભવે, તેના માટે પોતાનો સ્વાર્થ મુખ્ય હોય છે. જેને માટે તેઓ હલકાં કામ કરવા માટે પણ તૈયાર થાય છે. પણ સમજદાર વ્યક્તિ તેમની મીઠી વાતો પાછળ છુપાયેલી વાત જાણી જાય છે.

લગભગ બધા જ મુલાકાતીઓએ ધનપતિરાયની ધારણા મુજબ જ કર્યું. જેવા તે કોઈ વ્યક્તિને તે પદ માટે યોગ્ય બતાવે કે સામે બેઠેલો મુલાકાતી તેના અવગુણો બતાવતો. તે, તે વ્યક્તિને સંપૂર્ણ અયોગ્ય અને પોતાને યોગ્ય સિદ્ધ કરવા માટે તનતોડ પ્રયાસ કરતો. બીજાની સજ્જનતા ઉપર કાદવ

ઉછાળતાં તેને જરા પણ ખચકાટ નહોતો થતો.

માત્ર એક જ મુલાકાતી અપવાદરૂપે નીકળ્યો. જ્યારે તેને ધનપતિરાયે બીજા મુલાકાતીઓના વખાણ કરતાં તે વિષયમાં તેની સલાહ માંગી તો તેણે બીજા મુલાકાતીઓની જેમ તે વ્યક્તિની બૂરાઈ ન કરી. એણે બીજા મુલાકાતીઓના સદ્‌ગુણોનું જ વર્ણન કર્યું. તેણે પોતાની યોગ્યતાનાં પણ વખાણ ન કર્યાં. બીજાઓની જેમ પોતાની જાતને વધુ યોગ્ય જાહેર કરવાનો પણ પ્રયત્ન ન કર્યો. ધનપતિરાયે બહુ પ્રયત્ન કર્યો છતાં તેણે ન તો કોઈની બૂરાઈ કરી કે ન તો પોતાની બડાશ હાંકી. ઊલટાનું કહી દીધું કે તમે તો અમારા બધાની કાર્યની ક્ષમતાની યોગ્યતા-અયોગ્યતા ખૂબ જ સારી રીતે જાણો છો.

ધનપતિરાયની પરીક્ષામાં તે જ વ્યક્તિ ઉત્તીર્ણ થયો કે જેણે પોતાના સ્વાર્થને ગૌણ બનાવીને બીજાને મહત્ત્વ આપીને દૃઢ, ચરિત્રવાન અને ઉદાત્ત વિચારોવાળી વ્યક્તિ તરીકે સ્થાન મેળવ્યું. એવી વ્યક્તિ ભલે શરૂઆતમાં મહત્ત્વની ન દેખાય પણ એક ને એક દિવસ જ્યારે તેની સચ્ચાઈથી લોકો પરિચિત બનશે ત્યારે તે લોકોની નજરમાં ખૂબ જ ઊંચો આવી જાય છે. વ્યવસ્થાપક પદ માટે તરત જ તે વ્યક્તિની નિમણૂક કરવામાં આવી. એક સમારંભમાં, બધા જ કર્મચારીઓની હાજરીમાં ઊત્તીર્ણ થયેલ પ્રબોધચંદ્રની વ્યવસ્થાપકના પદ પર નિમણૂક કરવાની જાહેરાત કરી. ધનપતિરાયે તેના વખાણ કરતાં કહ્યું કે, ''ભાઈઓ, શ્રી પ્રબોધચંદ્રની આ કારખાના માટે વ્યવસ્થાપકના પદ માટે નિમણૂક કરતાં મને ખૂબ જ આનંદ

થાય છે. મને વિશ્વાસ છે કે આપણે તેમની બૌદ્ધિક યોગ્યતાનો લાભ મેળવીશું, સાથોસાથ તેમની સજ્જનતા, ચારિત્રિક દઢતા અને સદ્‌વ્યવહાર આપણને સૌને ગૌરવવાન બનાવશે. સજ્જનતામાં જ માણસની મોટાઈ છુપાયેલી હોય છે. તે જ તેની સૌથી મોટી યોગ્યતા છે. ''

પ્રબોધચંદ્રની નિમણૂકથી બધા જ કારીગરો ખુશ હતા કારણ કે તેના સદ્‌વ્યવહાર માટે તેઓ પહેલેથી જ જાણીતા હતા. બીજાને માન આપનાર હંમેશાં સન્માન મેળવે છે.

# દાદીમા

'મોટી મા' નિખિલના દાદીમા હતાં. આખા મહોલ્લામાં તે આ નામથી જાણીતાં હતાં. એક દિવસ સવારે તેઓ બજારથી પાછા ફરી રહ્યાં હતાં તે સમયે થોડે દૂર તેમણે ત્રણ વ્યક્તિઓને અંદરોઅંદર ઝઘડતા જોયા. એકના હાથમાં સોનાનો ચમકતો ટુકડો હતો. એક માણસ કહી રહ્યો હતો કે રસ્તા પર પડેલો મેં તને બતાવ્યો તેથી તેના પર મારો અધિકાર છે.

બીજો કહી રહ્યો હતો, ''આ મેં ઉપાડ્યો છે માટે તેના પર મારો હક છે.''

ત્રીજો કહી રહ્યો હતો, ''વાહ ભાઈ વાહ, આપણે ત્રણે સાથે હતા અને ત્રણેને આ મળ્યો છે માટે તેના ઉપર ત્રણેયનો હક છે.''

મોટી મા તેમને જોઈને ક્ષણભર થોભ્યાં પણ તરત જ તેઓ આગળ વધ્યાં. તેમણે વિચાર્યું કે મારે શું ? હું મારા રસ્તે જાઉં. તેમનું તો આજે સવાર સવારમાં જ નસીબ ખુલી ગયું.



પરંતુ તેઓ ત્રણેય જણા દોડતા તેમની પાસે આવ્યા અને કહેવા લાગ્યા, "મોટી મા, મોટી મા, તમે આ વાત કોઈને કહેશો નહીં. અમે તો ગરીબ માણસો છીએ. આજે તો ભગવાનની ખૂબ મહેરબાની કે આ સોનાનો ટુકડો જડયો. અમારું દુઃખ, ગરીબી થોડા દિવસ માટે તો ટળી જશે."

તેમને ભાગતા આવ્યા જોઈને મોટી મા એકદમ ચોંક્યાં. પછી કહેવા લાગ્યાં, "અરે, હું શા માટે કોઈને કહું ? તમારા મનમાં જે આવે તે કરો. પણ સારું તો એ જ છે કે તમે જઈને તેને પોલીસ થાણામાં જમા કરાવી આવો. જેની વસ્તુ હશે તેને મળી જશે."

એક માણસ મોટી માના પગમાં પડ્યો અને કહેવા લાગ્યો, "મા, અમે એમ જ કરત, પણ અમે એટલા ગરીબ છીએ કે અમારી પાસે પેટ ભરીને ખાવા માટે અનાજ પણ નથી. અમારાં બાળકો પાસે ન તો પૂરતું ખાવાનું છે કે ન તો શરીર પર પૂરાં કપડાં. એટલા માટે મજબૂરીથી અમારે આ પાપ કરવું પડે છે."

મોટી મા ચૂપ રહ્યાં. ત્યારે બીજો માણસ કહેવા

લાગ્યો, "મા, આના આપણે ચાર ટુકડા કરીશું. એમાં એક તમારો ભાગ હશે."

"ના, ભાઈના, મારી પાસે તો ભગવાનનું આપેલું ઘણું છે. પારકા ધનથી કોઈ ધનવાન બની શકતું નથી. સુખી થઈ શકતું નથી. તમે તે તમારી પાસે જ રાખો." મોટી માએ કહ્યું.

ત્રીજા માણસે કહ્યું, "ના મા, ના હવે તો તમે પણ આમાં ભાગીદાર બન્યા છો. અમારો નિયમ છે કે દરેક વસ્તુને વહેંચીને લેવી. અમારા ત્રણની સાથે તમે પણ સોનાનો ટુકડો જોયો છે. પછી ભલા, તેમાં તમારો ભાગ કેમ ન હોય ? અમે તો તમને આપીને જ જંપીશું."

"હા, જ્યારે બધાને ભાગ મળી જશે પછી કોઈને પોલીસમાં ફરિયાદનો ડર રહેશે નહીં." પહેલા માણસે કહ્યું.

મા ખૂબ જ ના, ના કરતા રહ્યાં પણ તે ત્રણે માણસો સોનાના ચાર ટુકડા કરવામાં લાગી ગયા પણ સોનાનો કટકો ભારે કઠણ હતો. કેવી રીતે તૂટે ? થાકીને એક માણસે માના હાથમાં મૂકતાં કહ્યું, "તમે મોટાં છો, પૂજનીય છો. તમે જ તેના ચાર સરખા ભાગ કરી દો."

સોનાની ચમક જોઈને માની પણ આંખો ચમકી ગઈ. તેમના મનમાં પણ લાલચ આવી ગઈ. તે વિચારવા લાગી-આને ક્યાંક ચોરીને તો લાવ્યા નથી ને ? પછી મને પણ ભાગ મળી જાય તેમાં શું પાપ છે?"

માએ સોનાના ટુકડાને તોડવાનો ખૂબ જ પ્રયત્ન કર્યો પણ તે ન તૂટયો. ત્યારે એક માણસ બોલ્યો, "મા જલદી



કરો. ક્યાંક કોઈક આપણને જોઈ જશે તો પકડાઈ જઈશું. રસ્તા પર અવરજવર શરૂ થઈ ગઈ છે.''

પકડાઈ જવાનું નામ સાંભળીને મોટી મા ગભરાઈ ગયાં. આ જોઈને બીજો માણસ કહેવા લાગ્યો, ''માતાજી, તમને ઠીક લાગે તો એમ કરો. આ સોનાનો ટુકડો તમે રાખો અને તમારો હાર આપી દો. સોનાનો ટુકડો તમારા હારથી તો ભારે જ હશે. પણ શું થાય આ તો તૂટતો નથી. હારને તોડીને સરળતાથી ચાર ભાગ કરી શકાશે.''

હવે મોટી મા તેમની લાલચ રોકી ન શક્યાં. તેમણે વિચાર્યું, ''તેમાં ખોટું શું છે ? હારના બદલામાં હારથી પણ ભારે સોનાનો ટુકડો મળે છે અને હારમાં પણ મારો ભાગ છે તે વધારાનું.''

તેમણે ઝડપથી પોતાના ગળામાંથી સોનાનો હાર

ઉતારીને આપી દીધો. ક્ષણવારમાં જ એક માણસે તેના ચાર ટુકડા કરી દીધા. એક-એક ટુકડો બધાને આપી દીધો.

સારું ત્યારે નમસ્તે મા- ત્રણે માણસોએ કહ્યું, ''આમ તો અમે નુકસાનમાં જાત પણ સમય આવે તમે અમને મદદ કરી છે તે જ મોટી વાત છે. આમ તો તમે મા છો અને માથી બરાબરી કેવી ?''

આમ કહીને ઝડપથી તેઓ અહીંતહીં જુદી જુદી દિશામાં ભાગી ગયા. મોટી મા ખુશ થતાં ઘેર પાછા ફર્યાં. આજે તેમના પગ ધરતી પર નહોતા. તેઓ પોતાની બુદ્ધિ પર મનોમન ખુશ થતાં હતાં. તેઓ વિચારી રહ્યાં હતાં કે આજે ફરીવાર ઘરવાળાં અને પાડોશીઓ તેમની બુદ્ધિનાં વખાણ કરશે. તે પોતાની ઝડપ અને હોશિયારી માટે બધામાં પ્રસિદ્ધ હતાં. (વખણાતાં હતાં.)

મોટી મા ઘેર પાછા ફર્યાં. તે સમયે નિખિલના પિતા ઑફિસે જતા રહ્યા હતા. તેમણે નિખિલની માને બધી જ વાત ખૂબ હસતાં હસતાં બતાવી. નિખિલની માને શક પડ્યો પણ તે વખતે તે કાંઈ ન બોલી. હુંકારો કરતી રહી.

ખાધા પછી બપોરે નિખિલની માએ કહ્યું, ''મા, ચાલો તે સોનું બતાવીને લાવીએ.''

''અરે વહુ, ચોખ્ખું સોનું છે. આ મારી અનુભવી આંખો ઓળખવામાં ભૂલ ન કરે. તું તો નકામી શંકા કરે છે.''

નિખિલની માએ કહ્યું, ''મા, ચાલો, તોલાવી લાવીએ કે કેટલું છે. આજે તમને કેટલા રૂપિયાનો લાભ થયો. ભગવાનને પ્રસાદ નહીં ચઢાવો આજે તમે ?''

"અરે હાં, આ તેં સારું યાદ દેવડાવ્યું" માએ કહ્યું અને તેઓ જલદીથી બહાર જવા તૈયાર થઈ ગયાં.

સોનીએ સોનાના ટુકડાને સારી રીતે જોઈને બતાવ્યું કે, મા, આ તો પિત્તળનો ટુકડો છે. એના પર સોનાની પૉલિશ કરેલી છે.

આ સાંભળીને માને ધ્રાસકો પડ્યો 'હાય રે' કહીને તેઓ ત્યાં બેસી પડ્યાં. થોડીવાર પછી જેમ તેમ તેઓ ઘરે પાછા ફર્યાં. બે-ચાર દિવસ ખાવાનું ન ભાવ્યું. તેઓ વારંવાર પોતાની જાતને કોસ્યા કરતાં, થોડીક લાલચમાં આવી જઈને તેમણે ભારે નુકસાન કર્યું હતું.

# આળસુ ન રહો

રાજેશની શાળાનો રિક્ષાવાળો દરવાજા ઉપર વારંવાર બૂમો પાડતો હતો. ઉતાવળમાં રાજેશને ન તો પોતાનો એક મોજો મળતો હતો કે થેલાનો સામાન. તે જોરજોરથી બૂમો પાડતો હતો. મા... ઓ... મા... , રાજેશની મા રસોડામાં નાસ્તો તૈયાર કરી રહ્યાં હતાં. રાજેશના નાના ભાઈ, બહેન અને પિતાજી બધાંને જવાનો સમય થઈ ગયો હતો. જલદી જલદી બધાંને માટે ખાવા માટે ડબ્બા તૈયાર કરવાના હતા એટલે તેમણે ત્યાંથી જ પૂછ્યું, "શું કામ છે ?"

"મારો એક મોજો નથી મળતો. રબર, પેન્સિલ પણ ખોવાઈ ગઈ છે" કહેતો કહેતો રડમસ થતો રાજેશ રસોડાના દરવાજા પાસે આવીને ઊભો રહી ગયો.

મા ગુસ્સે થઈ ગઈ, "રોજ રોજ આ વાત કરે છે.



કેટલીવાર કહ્યું છે કે પોતાનો સામાન સંભાળીને રાખ પણ સંભાળતો જ નથીને. સવારના સમયે આમેય ખૂબ કામ હોય છે. ''પોતાનું કામ અધૂરું છોડીને મા ઊઠી રાજેશનો સામાન શોધવામાં તેમને પૂરી ૨૦ મિનિટ થઈ. પરિણામ એ આવ્યું કે પિતાજીને ઑફિસ માટે મોડું થયું.

આ એક દિવસની વાત નહોતી લગભગ દરરોજ આમ જ થતું. સ્કૂલથી આવીને રાજેશ બેદરકારીથી પોતાની વસ્તુઓ અહીંતહીં ફેંકી દેતો અને સ્કૂલે જવાના સમયે શોધતો ફરતો અને માને હેરાન કરતો. આમ રાજેશ સારો છોકરો હતો પરંતુ આળસ અને બેદરકારીના મોટા દુર્ગુણ તેનામાં હતાં.

રાજેશના પિતાજી ખૂબ સમજદાર હતા. તેઓએ તેની માને કહ્યું, ''જુઓ, બાળપણમાં બાળકમાં જે ટેવો પડે છે તે હંમેશ માટે પડી જાય છે. જો આપણા બાળકોમાં આપણે સારી ટેવો ન પાડી શકીએ, સારા સંસ્કાર ન આપી શકીએ તો તે

નિષ્ફળતા આપણી છે. બાળક તો સમજતું નથી તેને સારી વાતો શીખવાડવાનું કામ મા-બાપનું છે.''

''હા, એ તો છે જ'' માએ સૂર પૂરાવ્યો.

''આપણો રાજેશ આમ તો સારો છોકરો છે. પણ તેનામાં અત્યારથી કેટલી આળસ છે. સવારના વારંવાર ઊઠાડીએ ત્યારે ઊઠે છે. કોઈ કામ ઝડપથી કરતો નથી. કોઈ કામ કહો તો ટાળી દે છે. આ ઉંમરમાં તો બાળકોમાં ખૂબ સ્ફૂર્તિ હોય છે'' પિતાજી કહેવા લાગ્યા.

''મા કહેવા લાગી'' રાજેશની આ ટેવ છોડાવવી પડશે.

''હા, નક્કી જ, કારણ કે આળસ અને દુર્ભાગ્ય બંને એક જ છે. આળસુનું ભવિષ્ય પણ અંધકારમય હોય છે. મહેનત કરવી જેને સારી નથી લાગતી, જે આળસુ છે, સમયને બગાડે છે તે વ્યકિત જીવનમાં કોઈ મહત્તા પ્રાપ્ત કરી શકતો નથી. આવી વ્યકિતઓ માટે સફળતાના દરવાજા બંધ થઈ જાય છે'' રાજેશના પિતાજીએ ગંભીરતાપૂર્વક કહ્યું.

''તમારી વાત બિલકુલ સાચી છે. પણ પ્રશ્ન એ છે કે રાજેશની આ ટેવ સુધારવી કેવી રીતે ?'' મા હેરાન થતાં કહેતી હતી.

''રાજેશના પિતાજીએ કહ્યું, ''કોઈપણ ખરાબ ટેવમાં સાથ આપવો તેને ચગાવવા બરાબર છે. તું રાજેશનું બધું કામ કરી આપે છે એટલે તે વધુ આળસુ બનતો જાય છે.''

''તેનું કામ ન કરું તો તે સ્કૂલ ન જઈ શકે'' માએ કહ્યું.

એ તો વાત છે. બે-ચાર દિવસ નહીં જાય તો પોતાની

મેળે અક્કલ આવી જશે.'' પિતાજીએ સમજાવ્યું.

''ઠીક છે, હવે તેમ જ થશે'' માએ કહ્યું. તેમણે મનોમન નિશ્ચય કર્યો કે, પોતાના મનને કઠણ કરીને પણ તેઓ રાજેશની આ ટેવો છોડાવીને જ જંપશે. સારાં મા-બાપ એ નથી જે બાળકોને આંધળો પ્રેમ કરે. સારાં મા-બાપ તો તે જ છે જે બાળકોમાં સારી ટેવો પાડે, તેઓને સારા સંસ્કાર આપે. ભલે પ્રેમની સાથે સાથે કઠોર વ્યવહાર પણ કરવો પડે.

રાજેશને મા-બાપની વાતની કોઈ ખબર નહોતી. તેનો તો તે જ ક્રમ હતો. સ્કૂલેથી આવીને દફતર એક બાજુ ફેંકતો, ગમે ત્યાં કપડાં નાંખવાં, કલાકો સુધી આળસમાં સમય બગાડવો. મા હવે તેને ટોકતી નહોતી પણ તેનું કામ પણ નહોતી કરતી. તે સૂતાં સૂતાં જ કહેતો, ''મા, પાણી પા'તો.'' તો મા પણ કહેતી, ''જાતે આવીને પી લે, હું કામ કરું છું.'' ઘરકામ માટે પણ પહેલાંની જેમ તેને ફોસલાવતી નહોતી. તે કહેતી કે તું હવે સમજદાર છે, તને સ્કૂલમાં શિક્ષા મળે તે પસંદ નથી તો જાતે જ ગૃહકાર્ય કરી લે. રાજેશ પોતાની ટેવ મુજબ જ સ્કૂલ જવાના સમયે પોતાની વસ્તુઓ શોધતો અને માને બોલાવતો. મા હવે પહેલાંની જેમ બધું કામ વચમાં છોડીને દોડી આવતી નહોતી. રાજેશ વસ્તુઓ શોધતો અને ગુસ્સે થતો. હવે એને સ્કૂલે જવાનું મોડું થવા લાગ્યું. બહાર નીકળતાં જ રિક્ષાવાળો ગુસ્સે થતો અને સ્કૂલમાં શિક્ષા મળતી. ઘેર આવીને રાજેશ માને કંઈક કહે તો તે કહેતી, ''બેટા, તું સાંજે જ તારી ચીજવસ્તુઓ(દફતર) તૈયાર કરીને રાખ. તું તો જુએ છે કે સવારે મારી પાસે કેટલું બધું કામ હોય છે, તું તો સમજુ

છે, તારી જાતે તારું કામ કરી શકે છે.

રાજેશ અંતે તો ક્યાં સુધી સ્કૂલે મોડો જાય. હવે તે ચિંતા કરીને સ્કૂલની પોતાની બધી વસ્તુઓ રાત્રે જ તૈયાર કરીને રાખતો. તેની ચોપડીઓનું કબાટ અને કપડાંની બેગ પણ સાફસૂફ રહેવા લાગી છે. રાજેશનો આળસુ સ્વભાવ પણ હવે ઓછો થતો જાય છે. પોતાનું કામ તે જાતે જ કરવાનો પ્રયત્ન કરે છે. હવે તેના માતાપિતાની તેના માટે કોઈ ફરિયાદ પણ નથી.

# ભૂલ

અજય તેના ભાઈ-બહેનોમાં સૌથી નાનો હતો. તેની મા તેને ખૂબ જ પ્યાર કરતી હતી. પ્યાર કરે તેનો તો વાંધો નહિ પણ આંધળો પ્રેમ કરતી હતી. કદાચ અજયની ભૂલ હોય તો અને તેને કોઈ કહે તો તેની મા અજયને કાંઈ કહે નહિ અને ઊલટું કહેનારને જ લડતી હતી. ભાઈ-બહેનોને આ ગમતું નહિ. પિતાજી પણ કહેતા હતા કે, ''તારા લાડમાં જ તેને તું બગાડીશ.''

મા કહેતી, ''રહેવા દો, હજુ બાળક છે. મોટો થશે ત્યારે તેની જાતે જ સમજાણ આવી જશે.'' તેની તે ભૂલ હતી કે બાળપણમાં જે આદત પડી જાય છે તે તરત છૂટી શકતી નથી. આ કારણથી જે સમજદાર માતાપિતા બાળકોના વિકાસમાં ખૂબ ધ્યાન રાખે છે તે પહેલેથી જ તેનામાં કોઈ ખરાબ આદત પડવા દેતા નથી.

જે બાળકોને માતાપિતા ખાલી પ્યાર આપે છે અને

નિયંત્રણમાં રાખતા નથી તે બાળકોને બગડવાનો ભય રહે છે. અજયના માટે પણ આ જ વાત હતી. તે એકદમ તોફાની બની ગયો હતો. ભણવા-લખવામાં તેનું જરા પણ મન લાગતું ન



હતું. તે આખો દિવસ અહીં- તહીં તોફાન મચાવતો. મોટો ભાઈ ભણવા માટે તેને લડતો ત્યારે તે રડવા લાગતો. તેને રડતો જોઈને તેની મા તેનો પક્ષ લેતી. ભાઈ બિચારો ચૂપ રહી જતો.

અજય સ્કૂલે જતો ત્યારે તેનું મન ભણવામાં જરા પણ લાગતું ન હતું. વર્ગમાં બધાં બાળકો ધ્યાનથી ભણતાં ત્યારે અજય બહાર જોયા કરતો. કોઈ નવી ધમાલ કરવાનું વિચારતો. તે હંમેશાં પાછળ બેસતો અને અહીં- તહીં જોયા કરતો હતો. તેને પ્રશ્ન પૂછવામાં આવતો તો તેનો જવાબ આપી શકતો ન હતો. વર્ગમાં તે દરેક અધ્યાપકોની નજરથી હંમેશાં બચવાનો પ્રયાસ કરતો પણ અજય લાંબો હતો તેથી પાછળ બેસવા છતાં શિક્ષકો તેને સારી રીતે જોઈ શકતા હતા.

અજયના હિન્દીના અધ્યાપક તેના પિતાજીના ઘનિષ્ઠ મિત્ર હતા. તે હંમેશાં સમજાવ્યા કરતા, "બેટા, જો તું સારી રીતે ભણીશ તો મોટો માણસ બનીશ. બધા જ તારો આદર કરશે. જો તું તોફાન કરતો રહીશ, પોતાનો સમય બરબાદ કરતો રહીશ, થોડું ઘણું પણ ભણીશ નહિ તો મોટો થઈશ ત્યારે ઘણો જ પસ્તાવાનો વખત આવશે. બાળક, આ તારા જીવન ઘડતરનો સમય છે. તેનો સદ્ઉપયોગ કર નહિ તો જીવનભર પસ્તાવાનું બાંકી રહેશે. વીતેલો સમય કોઈ દિવસ ફરીથી પાછો આવતો નથી."

અજય તેમની વાતો ધ્યાનથી સાંભળતો પણ બીજી જ ક્ષણે તેને ભૂલી જતો. માના આંધળા પ્યારથી તેનામાં એવી આદત પડી ગઈ હતી કે તેને જે સારું લાગે તે જ કરવું. સારું ન લાગે તે ન કરવું. ભણવાનું તો તેને જરા પણ સારું લાગતું ન હતું. તે વર્ગમાં ધ્યાનથી ભણતો નહિ કે ઘેર આવીને પણ ભણવાની કોશિશ કરતો નહિ. મોટાભાઈની બીકથી થોડુંક ભણવા બેસતો ત્યારે પણ આડુંઅવળું જોયા કરતો અને કાગળ ઉપર ચિતરામણ કર્યા કરતો અથવા તો ચોપડી ખોલીને કાંઈને કાંઈ વિચાર્યા કરતો.

આ બધાનું પરિણામ જે થવાનું હતું તે જ થયું. અજય વારંવાર નાપાસ થવા લાગ્યો. એક જ વર્ગમાં તે બે-ત્રણ વર્ષે પાસ થતો અને તે પણ જ્યારે તેની મા સ્કૂલમાં થોડા પૈસા આપી આવે ત્યારે પાસ થતો. આવી પરિસ્થિતિ જોઈને તેનાં પિતાજીને ઘણી ચિંતા થઈ. અજયને તેના મોટાભાઈની પાસે મૈનપૂરી મોકલી દીધો, અજયનો ભાઈ મૈનપૂરીમાં વકીલ હતો.



અજયના માતા-પિતા માનતા હતા કે તે મૈનપૂરી જઈને સુધરી જશે. પણ તેનાથી ઊલટું જ થયું. અજયના ભાઈને જરાપણ સમય મળતો ન હતો. તેઓએ અજયના માટે એક અધ્યાપક રાખી લીધા હતા. અજય તેમનાથી પણ ભણતો ન હતો. ભણવા કરતાં તેનો વધારે સમય ગપ્પાં મારવામાં અને અધ્યાપકને હેરાન કરવામાં જતો હતો. તે કોઈ દિવસ સ્કૂલનું લેસન પણ ન કરતો કે અધ્યાપકનું પણ ન કરતો. અધ્યાપકના આવવાથી જેમતેમ થોડું ઘણું કામ કરી લેતો. એક દિવસ જે પાઠ ભણાવતા તે બીજા દિવસે જરા પણ યાદ ન રહેતો. કોઈ વખત યાદ રાખવાની કોશિશ કરતો પણ નહિ.

આ બધાંનું જે પરિણામ આવવાનું હતું તે જ આવ્યું. અજય મૈનપૂરીમાંજ નવમા વર્ગમાં ત્રણ વાર નાપાસ થયો. તેના ભાઈએ તેને લાડથી, લડીને મારીને બધા જ પ્રકારે સમજાવી જોયો. એક દિવસ તે મન લગાવીને ભણવાની કોશિશ

કરતો અને બીજા દિવસે ભૂલી જતો.

અજયને છેવટે ગામ મોકલી દેવામાં આવ્યો. હવે તે અઢાર વર્ષનો કિશોર બની ગયો હતો. આ ઉંમરમાં કામ કરવાની શક્તિ ખૂબ જ હોય છે. ખરાબ છોકરાઓની સોબતમાં પડીને ખરાબ ન થાય તેમ વિચારીને તેના પિતાએ તેને પોતાની સાથે ખેતીના કામમાં લગાડી દીધો. પણ અજયનું મન ખેતીના કામમાં જરા પણ લાગતું ન હતું. ગરમી,ઠંડી,વરસાદ અને તોફાન વગેરે સહન કરવાથી તેમ જ ખૂબ જ પરિશ્રમ કરવાથી અનાજ ઊગે છે. પરંતુ મહેનત કરવી એ તો અજયને ગમતું ન હતું.

થોડા સમય પછી અજયની મા મરી ગઈ. પિતાજી હવે ઘરડા અને અશક્ત થઈ ગયા હતા. અજય ઘરનું કામ પણ કરતો નહિ અને ખેતીનું પણ જોતો નહિ. આખો દિવસ નકામો રખડ્યા જ કરતો હતો. તેના ભાઈ તેનાથી નારાજ રહેવા લાગ્યા. ભાઈઓ તો મોઢેથી કાંઈ કહેતા નહિ પણ ભાભીઓ લાગ આવે ત્યારે નઠોરતા માટે મહેણાં મારવાનું ભૂલતી નહિ. અજયની નઠોરતાને જ્યારે-ત્યારે ટોકતી રહેતી હતી અને ત્યાં સુધી કે તેને આરામથી પેટ ભરીને ખાવાનું મળવું મુશ્કેલ થઈ ગયું.

અજય ઘણો જ ઉદાસ અને પરેશાન રહેવા લાગ્યો. તે પોતાના ભાઈઓને જોતો કે તેઓ ખૂબ જ કમાતા અને શાંતિથી રહેતા હતા. તે પોતાની જાતને ધિક્કારતો કે તે શા માટે ન ભણ્યો.તેને હવે સમજાતું હતું કે જો મા તેનો પક્ષ લેતી ન હોત અને ભણવા બાબતમાં કઠોરતા રાખી હોત તો ખરેખર

તે પણ ભણ્યો હોત અને પોતાના ભાઈઓની જેમ ઠાઠ-માઠથી રહ્યો હોત.

પિતાજી પણ અજયને માટે ચિંતા કરતા હતા. તે વિચારતા કે કોણ જાણે ભગવાન મને પણ ક્યારે બોલાવી લે. મારી પાછળ અજયની દેખભાળ કોણ કરશે. મારી હયાતીમાં તે પોતાના પગ ઉપર ઊભો રહે તો સારું.

તેમણે અજયને સમજાવીને તેના માટે ગામમાં એક પરચુરણ વસ્તુની દુકાન ખોલી આપી. અત્યારે પણ અજય પોતાની તે નાની દુકાન પર કામ કરે છે. જેમ તેમ કરીને તે પોતાનું અને પોતાના પરિવારનું પાલન-પોષણ કરે છે. હવે અજય પોતાના ભાઈઓને જોઈને નિસાસો નાખતાં વિચારે છે "કાશ, હું પણ ભણ્યો હોત તો."

વિદ્યાર્થીજીવનમાં જે સારી રીતે ભણતા નથી, સમય બેકાર બગાડે છે, તેને છેવટે પસ્તાવું પડે છે.

# વિશ્વાસઘાતી

ગોદાવરી નદીના કિનારે એક ગાઢ જંગલ હતું. તેમાં અનેક પશુ-પક્ષીઓ રહેતાં હતાં. ત્યાં એક બહુ ચાલાક શિયાળ આવી ગયું. તે બહુ દૂરના જંગલમાંથી આવ્યું હતું. ત્યાંના રાજાએ તેને લુચ્ચાઈના કારણે કાઢી મૂક્યું હતું.

નવા જંગલમાં આવીને લુચ્ચા શિયાળે પહેલું કામ બધાના પર પોતાનો વિશ્વાસ બેસાડવાનો પ્રયત્ન કરવા લાગ્યું. તે જાણતું હતું કે એકવાર પશુ-પક્ષીઓને વિશ્વાસ બેસી જાય પછી પોતાનો સ્વાર્થ સાધી શકાય છે. તે બધાની જોડે મીઠી-



મીઠી વાતો કરતું. તેની વાતોમાં જાણે સાકર ભળી હોય. તેની જોડે વાતો કરીને મન ખુશ થઈ જતું. તેની વાત કરવાની રીત એટલી બધી આકર્ષક હતી કે પ્રાણીઓ તેની સાથે કલાકો સુધી વાતો કરતાં પણ તેનાથી કદી કંટાળતા નહીં. દુ:ખ, મુશ્કેલીમાં તે હંમેશાં બીજાને મદદ કરવાનું વચન આપતું. એ વાત જુદી છે કે દશ જણને કહીને એકને જ મદદ કરતું. પણ બીજાઓ તેની ચાલ ક્યાંથી સમજે ? તેઓ સમજતા કે તે તેઓનું હિતેચ્છુ છે. દુષ્ટનો ઉપર ઉપરનો વ્યવહાર ખૂબ મીઠો હોય છે. મનમાં તો તેઓ બીજાનું ખરાબ જ વિચારતા હોય છે. પણ બહારથી તો એમ બતાવે છે કે દુનિયામાં તેમના જેવું હિતેચ્છુ કોઈ નથી. પોતાની ગોળગોળ વાતોથી બીજાને લોભાવે છે. સાદા-સીધા તો તેમની વાતોમાં શરૂઆતથી જ પ્રભાવિત થઈ જાય છે. એ તો બહુ મોડી ખબર પડે છે કે તે કેટલું લુચ્ચું છે.

જંગલનાં સીધાં-સારાં અનેક પ્રાણીઓ લુચ્ચા શિયાળના મિત્રો બની ગયાં. તેઓ તેની સાથે બહુ સારો

વ્યવહાર કરતા, સમય-કસમયે તેની મદદ કરતા લુચ્ચા શિયાળની સૌથી વધુ દોસ્તી સુંદર નામના સસલા જોડે હતી. તે તેનાં ખૂબ વખાણ કરતું અને કહેતું, "ઓ, મારા નાના ભાઈ, જેવું તારું નામ છે તેવું જ તું સુંદર છે. તારો રંગ ચંદ્ર જેવો છે. તારી ગુલાબી આંખો કમળના ફૂલ જેવી છે. તારા દાંત મોતી જેવા છે."

સુંદર તેની વાત સાંભળી શરમાઈ જતો અને કહેતો, "બસ કર બહેન, બસ કર. તું તો પૂરી કવિ લાગે છે. કેવી મોટી મોટી વાતો કરે છે."

લુચ્ચું શિયાળ તેને ખૂબ સ્નેહથી જોતાં કહેતું, "મારા રાજાભાઈ, આપણે આપણું સારું-ખોટું જાતે એટલું સારી રીતે નથી જાણતા, જેટલું બીજા જાણે છે. હું તને ન ઓળખું ?"

સુંદર આંખો બંધ કરીને તે લુચ્ચાની વાતો પર વિશ્વાસ કરતો. તે બહુ સરળ હૃદયનો અને દુનિયાદારીથી દૂર હતો. છળકપટ તે જાણતો જ નહોતો. સુંદરના ઘરના વડીલોને સુંદરની અને લુચ્ચી શિયાળની દોસ્તી સારી નહોતી લાગતી. તેઓ તેને વારંવાર સમજાવતા કે શિયાળ સાથે વધુ મૈત્રી સારી નહીં પણ લુચ્ચીએ તો પોતાની મીઠી વાતોમાં સુંદરને ગાંડો કરી મૂક્યો હતો. તે તેના ઉપર અવિશ્વાસ મૂકી જ નહોતો શકતો.

જગતના જીવજંતુઓ પર પોતાનો વિશ્વાસ જામી ગયા પછી આ બાજુ લુચ્ચીએ અંદર ને અંદર ખેલ કરવા શરૂ કરી દીધા. જ્યારે મોકો મળતો ત્યારે નાના-નાના જીવો પર હાથ અજમાવવાનું તે ન ચૂકતું. એકવાર એક મરઘી તેનાં ચાર બાળકો



સાથે ક્યાંક જતી હતી. લુચ્ચીને રસ્તામાં તે મળી ગઈ. "સવાર સવારમાં ક્યાં જાય છે બહેન ?" શિયાળે ખૂબ જ પ્રેમથી પૂછ્યું.

"શું કરું બહેન, મારી મા બીમાર છે. તે બીજા જંગલમાં રહે છે. તેને મળવા જાઉં છું. આ બાળકો ઘેર રહ્યાં નહીં. જબરજસ્તીથી મારી પાછળ આવ્યાં. તેમના લીધે જલદી ચાલી શકતી નથી." મરઘીએ કહ્યું.

"કાંઈ વાંધો નહીં. તેઓને મારે ઘેર મૂકી દે. આરામથી રમતા ફરશે" લુચ્ચીએ કહ્યું.

મરઘીને તેની વાત ગમી ગઈ. નકામા તડકામાં બાળકોને શું કામ હેરાન કરવાં. તેણે ખાવાની લાલચ આપીને બે નાનાં બાળકોને લુચ્ચા શિયાળ પાસે મૂક્યાં.

સાંજે જ્યારે મરઘી બાળકોને લેવા તેના ઘેર આવી તો તેને જોરજોરથી રડવાનો અવાજ સંભળાયો. "અરે, કોણ જાણે શું ખરાબ થયું હશે." એમ વિચારી તે અંદર દોડી. લુચ્ચું શિયાળ છાતી કૂટીને રડતું હતું. મરઘીને જોતાં જ તે ખૂબ જોરથી રડતાં બોલ્યું, "લે બહેન, સંભાળ તારાં બાળકોને. હું ઘણીવારથી તેમને લઈને બેઠી છું. મારું કામ પૂરું થયું. હવે હું મારી ભૂલનું

ફળ મેળવવા જાઉં છું.''

મરઘી અચાનક બોલી ઊઠી, ''કેવી ભૂલ, ક્યાં જાય છે? બીજું બચ્ચું ક્યાં છે ?''

આ સાંભળી શિયાળ માથે હાથ દઈને રડવા લાગ્યું. આંસુ સારતાં બોલ્યું, ''હાય, હું તો તમને મોઢું બતાડવાને લાયક પણ ન રહ્યું. એટલે તો હું જાઉં છું. સિંહની સામે જઈને બેસી જઈશ. તે મને ખાઈ જશે એટલે મારી ભૂલની સજા મને મળી જશે. હું તેને જ લાયક છું.''

મરઘી કંઈ સમજી શકતી ન હોતી ''અંતે વાત શું છે ? ચોખ્ખું બતાવ તો ખરું.'' તેણે કહ્યું.

લુચ્ચું રડતાં રડતાં બોલ્યું, ''આખો દિવસ હું બંને બાળકોને ખવડાવતી રહી. સાંજે તેમને તરસ લાગતાં તાજું પાણી લેવા નદી તરફ ગઈ. હું પાછી ફરી ત્યારે એક બચ્ચું ક્યાંય ન જડ્યું. બધે શોધી શોધીને થાકી પણ તે કયાંય ન મળ્યું. બહેન, તુંયે કોણ જાણે મનમાં શું વિચારતી હોઈશ. હવે તો મારે મરી જવું જ જોઈએ'' કહીને ગુફામાંથી બહાર નીકળવા ગઈ.

મરઘીએ તેને ખૂબ સમજાવતાં કહ્યું, ''બહેન, તેમાં તારી કોઈ ભૂલ નથી પછી તું શા માટે આટલો મોટો દંડ ભોગવે છે ? હમણાં આપણે બધા મળીને બચ્ચાંને શોધી કાઢીશું. કયાંક ઝાડીમાં ફસાઈ ગયું હશે.''

ખૂબ મુશ્કેલીથી મરતાં રોકી મરઘીઓની આખી સેના બાળકને શોધીશોધીને થાકી. પણ તેઓને નિરાશ થવું પડયું અને મરઘીએ કહ્યું, બની શકે કે ભટકતું ક્યાંક ગુફામાં જતું

રહ્યું હશે. હવે તો અંધારું થવા આવ્યું છે, દિવસ નીકળતાં પોતાની જાતે રસ્તો શોધતું ઘેર આવશે."

પણ બાળકને આવવાનું ન હોતું કે ના આવ્યું. આવે પણ ક્યાંથી ? તે તો શિયાળના પેટની ગુફામાં જઈ પહોંચ્યું હતું.

આ રીતે લુચ્ચું જ્યારે પણ કોઈ નાના બાળકોને રસ્તામાં એકલાં જોતું તો ફોસલાવીને તેમને એકાંતમાં લાવીને લાગ જોઈને હડપ કરી જતું. આવું કેટલીયે વાર કરી ચૂક્યું હતું પણ જંગલના જીવોને તેની ચાલાકી ક્યાંથી ખબર પડે ? કારણ કે બધાં તેના ઉપર વિશ્વાસ કરતાં હતાં.

એક દિવસની વાત છે. સુંદર તેનાં બાળકો માટે શેરડી તોડી રહ્યું હતું ત્યાં અચાનક કૂતરાઓનો અવાજ સંભળાયો. તેણે ઉપર નજર કરી તો થોડેક જ દૂર બે શિકારી કૂતરા ઊભા હતા. સુંદર કંઈ પણ જોયા વગર શેરડી ત્યાં મૂકીને જીવ બચાવીને નાઠો. શિકારી કૂતરાં પણ તેની પાછળ દોડયા. સુંદરે તેની ઝડપ વધારી પણ ઉતાવળમાં ઠેસ વાગતાં તે એક કૂવામાં જઈ પડ્યો. સંજોગવશાત્ તે કૂવો સૂકો હતો. સુંદર સંતાઈને તેમાં બેસી ગયો. શિકારી કૂતરાઓ આગળ વધી ગયા હતા પણ સુંદરનું હૃદય એટલું બધું જોરથી ધડકતું હતું કે ત્યાં જ તે હાથપગ ફેલાવીને પડી રહ્યો, સાથે સાથે શિકારી કૂતરાઓના પાછા આવવાનો પણ તેને ભય હતો માટે તેણે બે-ચાર કલાક ત્યાં જ રોકાવાનું ઠીક માન્યું.

સંજોગની વાત છે કે થોડી વાર પછી લુચ્ચું શિયાળ પણ તે કૂવાના કિનારા પાસે આવ્યું. વાત એમ હતી કે તે કૂવો



જંગલથી ખૂબ દૂર હતો. બિલકુલ એક બાજુ હતો જ્યાં કોઈ જાનવર આવતું જતું ન હોતું. કારણ કે શિકારીઓનો ખૂબ ભય હતો. સુંદરે સાંભળ્યું કોઈ બોલી રહ્યું હતું કે, ''મારી પ્યારી લુચ્ચી, બતાવ તેં અહીં આવીને શું શું કર્યું ?''

લુચ્ચું શિયાળ બોલ્યું, ''અંતે તો હું તમારી પત્ની છું, તમારા જેવી જ બુદ્ધિશાળી. અહીંયાં બધાં પ્રાણીઓ મારો ખૂબ વિશ્વાસ કરે છે. બસ હવે આપણું કામ થઈ ગયું છે. તમારા આવવાની જ વાર હતી. કાલથી આપણે રોજ ભોજન કરીશું. અહીંનાં સસલાંઓ ખૂબ મીઠાં છે. બે-ચાર તો મેં ચાખી લીધા છે. બસ કાલથી પહેલાં સસલાંઓને જ સાફ કરીશું.

સુંદરને પોતાના કાન પર વિશ્વાસ નહોતો આવતો. તે મનમાંને મનમાં કહેવા લાગ્યો- ના, આ મારી લુચ્ચીબહેન ન હોઈ શકે. આ તો બીજું કોઈ શિયાળ હશે ! પણ અવાજ પર તે કેવી રીતે અવિશ્વાસ કરે. તે બિલકુલ તેનો જ અવાજ હતો. તેણે હિંમત કરી સંતાઈને કૂવાની દીવાલથી ઉપર ચઢીને જરાક માથું બહાર કાઢીને જોયું તો સામે તેની લુચ્ચીબહેન બેઠી હતી. હવે પોતાની આંખો અને કાન ઉપર અવિશ્વાસ કરવાની કોઈ વાત જ ન રહી. તે ચૂપચાપ કૂવામાં નીચે ઊતરી ગયું. તે ખરાબ

રીતે હાંફી રહ્યું હતું. તેનો વિશ્વાસ તૂટી ગયો હતો. વિશ્વાસઘાતનું દુઃખ તેના હૃદયને ખૂબ લાગતું હતું. નિરાશ અવાજે તે ગણગણ્યો, ''હે પ્રભુ, તને લાખ લાખ ધન્યવાદ કે સમય આવતાં જ મારી આંખ ખૂલી ગઈ, નહીં તો હું મારી આખી જાતિના વિનાશનું કારણ બનત.''

જ્યારે પતિ-પત્ની શિયાળ ત્યાંથી જતા રહ્યા તો સુંદર પણ કૂવામાંથી બહાર નીકળ્યો. તેણે જે કંઈ જોયું હતું, સાંભળ્યું હતું તે બધાને જઈને કહી દીધું. શિયાળની લુચ્ચાઈ એક દિવસ તો પકડાવવાની હતી જ. પોતાના કૃત્રિમ વ્યવહારથી શરૂઆતમાં બીજાનું માન મેળવી શકાય છે પણ જેવું સત્ય બહાર આવે કે તેને ધૃણા અને તિરસ્કાર જ મળે છે પછી તેને કોઈ પોતાનું મિત્ર બનાવતું નથી કે નથી તેની વાતો પર વિશ્વાસ કરતું.

સુંદરની વાત સાંભળીને બધાં સસલાં ચિંતામાં પડી ગયાં. તેઓ વિચારવા લાગ્યા કે તે ચાલાક શિયાળ સાદા-સીધા જીવોને કોણ જાણે ક્યારે મારી નાખે. ''આ લુચ્ચા શિયાળને તો હવે મારવું જ ઠીક રહેશે.'' સસલાઓના મુખીએ કહ્યું.

સસલાં, દેડકા,મરઘાંની એક મોટી સેના એક દયાળુ રીંછ પાસે પહોંચ્યા. તેઓની વાત સાંભળીને રીંછને પણ ખૂબ ગુસ્સો આવ્યો. તેણે કહ્યું, શું તમે સાબિત કરી શકશો કે લુચ્ચી અપરાધી છે ?''

સુંદર સસલો અને તેના બધા સાથીઓએ કહ્યું, ''હા, અમે તમને તેની લુચ્ચાઈ બતાવી આપીશું.''

''સારું છે. તો હું તેને દંડ કરી શકીશ. નિર્દોષ પર અથવા તો ઉતાવળમાં કોઈની ઉપર હાથ ન ઉપાડવો જોઈએ.'' રીંછે કહ્યું.

સુંદર અને તેના સાથીઓએ વિચારવા માંડ્યું કે હવે કઈ રીતે લુચ્ચા શિયાળના કપટનો ઘડો ફોડવામાં આવે. અંતે તેઓએ એક ઉપાય વિચારી લીધો.

બીજા દિવસે રીંછદાદાને લઈને ઘણાં પ્રાણીઓ તે લુચ્ચાના ઘર તરફ ચાલ્યા. તે બધા ચૂપચાપ અહીં તહીં તેના ઘરની નજીકની ઝાડીમાં સંતાઈ ગયા. રીંછદાદાને એવી રીતે એવી જગ્યાએ ઊભા રાખ્યા કે જ્યાંથી લુચ્ચાના ઘરની અંદર બધું જ ચોખ્ખું દેખાઈ આવે.

યોજના મુજબ સુંદરના નાનાં બે બાળકોએ શિયાળના ઘરનું બારણું ખખડાવ્યું. ''અરે, મીનૂ, ચીનૂ તમે ! એકલાં એકલાં કેમ આવ્યાં ?'' શિયાળે દરવાજો ખોલતાં આશ્ચર્ય સહિત કહ્યું.



ફઈ, આજે અમે કોઈને પણ કહ્યા વગર એકલા ફરવા નીકળ્યા છીએ. હવે અમે મોટા થઈ ગયા છીએ. હવે અમારે એકલા જ ફરવું જોઈએ. મીનૂએ ગર્વથી છાતી ફુલાવતાં કહ્યું.

લુચ્ચીએ હસતાં હસતાં કહ્યું, ''હા, ભત્રીજાઓ એ તો છે જ. માતા-પિતા તો હંમેશાં ટોકતા જ રહે છે. તેઓને પોતાનાં બાળકો હંમેશાં નાનાં જ લાગે છે.''

''ફઈ, આજે અમે સાંજ સુધી તમારા ઘેર જ રહીશું.'' મીનૂ-ચીનૂએ કહ્યું.

''ખુશીથી રહો બેટા, તમારું જ ઘર છે.'' લુચ્ચીએ કહ્યું. તેના મોંઢામાં પાણી આવતું હતું. ઘેર બેઠા, વગર મહેનતે આજે તો ખોરાક મળતો હતો.

થોડી વાર સુધી લુચ્ચી મીનૂ-ચીનૂને અહીં-તહીંની વાતો કરતી રહી. પછી ચીનૂને કહ્યું, ''મેં તારા માટે ગાજર રાખ્યાં છે. જા, પેલા ખૂણામાં જઈને લઈ આવતો.''

ચીનૂ જેવો ગયો કે લુચ્ચીએ મીનૂની ડોક પકડી. જેવી તે તેને મોંઢામાં મૂકવા જતી હતી રીંછદાદા બારી તોડીને ઘૂસી આવ્યા અને પાછળથી તેમણે લુચ્ચી શિયાળની ડોક પકડી લીધી. લુચ્ચીએ ખૂબ પ્રયત્ન કર્યો પણ રીંછની મજબૂત પકડમાંથી પોતાની જાતને છોડાવી શકી નહીં. તેણે રડતાં રડતાં કહ્યું, ''મેં શું ભૂલ કરી છે ? મને નિર્દોષને છોડી દો, હેરાન ન કરો. રીંછભાઈ, તમે તો માંસ ખાતા નથી. પછી મને શા માટે મારો છો ?''

રીંછે વધુ જોરથી દબાવતાં ગુસ્સાથી આંખો લાલ કરતાં કહ્યું, ''લુચ્ચી શિયાળ, શરમ નથી આવતી તને એમ કહેતાં કે

તું નિદોંષ છે. બતાવ, મીનૂની ડોકમાંથી લોહી કેવી રીતે નીકળ્યું? મરઘીનું બચ્ચું કયાં ગયું ? અમારાં બીજાં ઘણાં નાનાં નાનાં બાળકો કયાં ગયા ?''

''મને છોડી દો, છોડી દો, મને ખબર નથી.'' હું તમારા પગે પડું છું તેમ કહેતાં દુષ્ટ કરગરવા લાગ્યું.

રીંછે જોરથી કહ્યું, ''હં,જ્યાં સુધી તારી પોલ ન ખૂલત ત્યાં સુધી તું બીજાઓને છેતરીને આરામથી રહેતી હતી. પણ હવે પોલ ખૂલી જવાથી તને દંડ તો મળશે જ. બીજાને છેતરવાવાળો એ નથી વિચારતો કે વાસ્તવમાં તે પોતે જ પોતાની જાતને છેતરી રહ્યો છે. તેની કરણી કોઈને કોઈ વખત તો બધાની સમક્ષ આવશે. તને તારા વિશ્વાસઘાતનું ફળ મળવું જ જોઈએ જેથી તું મનથી પોતાની નીચતાનો સ્વીકાર કરે અને પોતાનાં કુકર્મો માટે પોતાની જાતને ધિક્કારે. દુષ્ટ, મૃત્યુ સમયે તારી જાતને છેતરીશ નહીં. સત્યનો સ્વીકાર કરી લે. આમ કહી રીંછે શિયાળનું પેટ ચીરી નાંખ્યું.

રીંછે સસલાંઓને પણ ખૂબ ઠપકો આપ્યો અને કહ્યું, ''તમારા પૂર્વજો તો બહુ જ બુદ્ધિમાન હતા અને તમે કેવી રીતે મૂર્ખ પાક્યા. શા માટે કોઈની વાત ઉપર આંખ મીંચી વિશ્વાસ કરો છો. દુનિયામાં દગાબાજ અને સ્વાર્થીઓની ખોટ નથી. ક્યારેય કોઈની વાત ઉપર ખાત્રી કર્યા વિના વિશ્વાસ ન કરો. નહીં તો ડગલે- પગલે ઠોકરો ખાશો.''

''પ્રિય મિત્ર આપ બરોબર કહો છો. તમે અમારી આંખ ઉઘાડી છે.'' સુંદરે ધીમા અવાજે કહ્યું. બધાએ રીંછને ખૂબ ધન્યવાદ આપ્યા કારણ તેના કારણે આજે બધા જ મોટી મુસીબતમાંથી ઉગરી ગયા.

# સાહસિક બાળકી

નગરની મધ્યમાં કુટિર વિદ્યાલય હતું. રુચિ અને તેની નાની બહેન શુચિ આ વિદ્યાલયમાં ભણતી હતી. રુચિ સાત વર્ષની હતી અને ત્રીજા ધોરણમાં ભણતી હતી જ્યારે શુચિ ત્રણ વર્ષની હતી અને થોડા મહિના પહેલા જ વિદ્યાલય જવાની શરૂઆત કરી હતી.

એક દિવસની વાત છે. રુચિ-શુચિની આંગળી પકડી વિદ્યાલયના દરવાજામાં પ્રવેશ કરી રહી હતી. ત્યારે પાછળથી એક માણસ આવ્યો અને બોલ્યો, ''રુચિ તારા બાપુજી તને બોલાવે છે.'' રુચિ પાછા વળતાં બોલી,

''બાપુજી ક્યાં છે ?''

તે આદમીએ રુચિનો હાથ પકડી બીજી તરફ ખેંચી કહ્યું, ''જો તારા બાપુજી ત્યાં ઊભા છે.''



થોડે આગળ ચાલી તે બોલ્યો, "તારી કડીઓ ચોકસીને આપી બદલાવવાની છે. લાવ તારી કડીઓ મને આપી દે, તારા બાપુજીએ મને મોકલ્યો છે."

રુચિએ કહ્યું, "કડીઓ હું નહીં આપું."

અપરિચિત વ્યક્તિ બોલ્યો, "તો તું તારા બાપુજીને જ આપજે. એટલા માટે જ તમને બોલાવ્યા છે."

રુચિને એમ લાગ્યું કે જરૂર દાળમાં કંઈક કાળું છે. તેના બાપુજી હંમેશાં કહેતા કે, "ઠગ છોકરાને લઈ જાય છે અને તેના ઘરેણાં લઈ લે છે અને બાળકને વેચી નાંખે છે." રુચિનું મન એકદમ ગભરાવા લાગ્યું પરંતુ બીજી જ ક્ષણમાં તે



બાપુજીની સલાહ પ્રમાણે સાહસથી કામ લેવું જોઈએ, જરા પણ ગભરાઈશ તો તે જરૂર મારા પર જોર કરશે.

આ સમયે તે એક સુમસામ ગલીમાં હતાં. જેવા તે એક

કૂવાની પાસે આવ્યા તે આદમી આંખો કાઢી ગુસ્સામાં બોલ્યો, ''લાવ તારી કડીઓ ઉતારી દે.''

રુચિ જોરથી બોલી ''નહીં આપું.''

તે આદમી રુચિ તરફ વળી બોલ્યો, ''તો હું તને ઉઠાવી હમણાં કુવામાં ફેંકી દઉં છું,'' એમ કહેતાંની સાથે રુચિના કાનની કડીઓ તેણે લીધી. લોહી વહી રહ્યું હતું ત્યારે રુચિની નજર ગલીના નાકા ઉપરથી જતા બે યુવાનો પર પડી અને પડાય એટલા જોરથી 'ઓ ભાઈ' એમ બૂમ પાડી.

તે બે યુવાનોએ કોઈ બાળકનો ગભરાયેલો અવાજ સાંભળી પાછળ જોયું. તે આદમી દોડવા લાગ્યો પણ રુચિએ તરત જ દોડી તેના પગ જોરથી પકડી લીધા. ત્યાં સુધી બંને યુવાનો ત્યાં આવી પહોંચ્યા અને તે વ્યક્તિને ગળામાંથી પકડી લીધો. હવે તેનું ભાગવું મુશ્કેલ હતું. ત્યાં સુધીમાં ઘણી ભીડ



જામી ગઈ હતી અને બધાએ થપ્પડ અને ચંપલથી મારવું શરૂ કરી દીધું હતું. ત્યારે તે વ્યક્તિ કરગરી રહ્યો હતો "મને છોડી દો. મેં કોઈ જ ભૂલ કરી નથી."

"ભૂલ કરી છે કે નહીં એ તો તને પોલીસ ચોકીએ જઈને જ ખબર પડશે," એમ કહી એક આદમીએ તેના ગાલ પર તમાચો માર્યો. તેથી તેના મોંઢામાં સંતાડેલી કડીઓ નીકળી પડી. રુચિ તે જોઈ હરખાઈ.

"હવે કહે કે તારી કોઈ જ ભૂલ નથી. અમે જ મૂર્ખ છીએ કે વાત સમજ્યા વગર તને પોલીસ ચોકીએ લઈ જઈએ છીએ." હવે તે વ્યક્તિ પાસે કોઈ જ ઉપાય ન હતો. અસંખ્ય જમા થયેલા માણસો તેને પોલીસ ચોકીએ લઈ જઈને જ રહ્યા. પોલીસે પણ બધી વાત જાણી તેને ખૂબ મારી જેલમાં પૂરી દીધો. બધાએ રુચિનાં ભર-પેટ વખાણ કર્યાં. તેણે અદ્‌ભુત સાહસ અને બુદ્ધિથી કામ કર્યું હતું. એટલું જ નહીં વધુમાં તેણે ગુનેગારને પકડાવી દીધો હતો.

# ચટાકીયો રંજન

રંજન પોતાના મા-બાપનો એકનો એક પુત્ર હતો. તેને ચાર મોટી બહેનો હતી. કેટલીય માનતાઓ પછી તે આવ્યો હતો. તેથી મા-બાપે નાનપણથી જ ખૂબ લાડ લડાવ્યા હતા. રંજનનો પડ્યો બોલ તેના માબાપ ઉઠાવતા હતા. રંજનના કારણે તેની બહેનોને ખૂબ ઠપકો ખાવો પડતો હતો. નાનપણથી જ આ બધું જોઈ, સાંભળી રંજન ઉદ્ધત બની ગયો હતો. તે પોતાની જીદ આગળ કોઈનું સાંભળતો નહીં



અને માતા-પિતા વિચારતા કે તે હજી બાળક છે. મોટો થશે એટલે આપોઆપ સુધરી જશે. પરંતુ તેઓ તે વાત ભૂલી ગયા કે બાળપણ જ બાળકના ઘડતર માટેનો ઉત્તમ સમય છે. તે સમય દરમ્યાન જે તેઓ બાળકને શીખવશે તે સંસ્કાર અને ટેવો આગળ જઈને જીવનમાં કાયમી થઈ જશે.

રંજન હવે થોડો મોટો થયો અને નિશાળે જવા લાગ્યો. તેનું મન ભણવામાં ખૂબ ઓછું લાગતું પરંતુ રમત-ગમત અને તોફાન કરવામાં વધારે લાગતું. ત્યાં પક્ષપાત કરનાર માતા-પિતા નહોતા. ખોટું કામ કરતો ત્યારે તેના શિક્ષકો તેને ખખડાવતા. રંજન તેના શિક્ષકોને તો કંઈ કરી શકતો નહીં પરંતુ તે પોતાના સાથીઓને તંગ કરતો હતો. જે વિદ્યાર્થીઓ ભણવામાં હોશિયાર હતા તેને શિક્ષક ખૂબ જ પ્રેમ કરતા હતા. પરંતુ રંજન તેમનાથી ચીડાતો હતો અને કોઈને કોઈ રીતે તેમને તંગ કરતો હતો. પરિણામસ્વરૂપે સારાં બાળકો રંજન ઉપર

કતરાવા લાગ્યા. ભણવામાં ઠોઠ, કામચોર, તોફાની અને ઉદ્દંડ બાળકો જ રંજનના મિત્રો હતા.

સોબતની અસર બહુ જલદી પડે છે. બાળકો પોતાના સારા-ખરાબ મિત્રોને ઓળખી શકતા નથી. તેના સમજદાર વાલીઓ હંમેશાં ધ્યાન રાખે છે કે બાળક ક્યાંક ખરાબ સોબતમાં ન પડી જાય. જેઓ ધ્યાન નથી રાખતા તેઓ પાછળથી પસ્તાય છે. રંજનનાં માતા-પિતાએ તેને ઘેર ભણાવવા માટે એક શિક્ષકની વ્યવસ્થા કરી હતી, બસ તેથી વિશેષ તેના ભણતર માટે કે નિશાળ માટે કોઈ મતલબ નહોતો. તેઓ સમજતા હતા કે ઘેર શિક્ષક ભણાવવા આવે છે તેથી પોતાના પુત્રોને તેઓ બહુ સારી રીતે ભણાવે છે. પરંતુ માતા-પિતાએ બાળકના વ્યવહાર, ચરિત્ર, આદત પર પોતે ધ્યાન રાખવું જોઈએ.

રંજન સ્કૂલમાં તો જેમ તેમ કરીને પાસ થતો અને આગળ વધતો ગયો પરંતુ પોતાના મિત્રો પાસેથી ઘણા દુર્ગુણ પણ શીખી લીધા. રંજનના મિત્રો જાણતા હતા કે તેનાં માતા-પિતા તેની દરેક જીદ પૂરી કરે છે તેથી ઘેરથી વધારે ને વધારે પૈસા લાવવા ઉશ્કેરતા હતા. રંજનના પૈસાથી તેઓ બધા હળીમળીને નાસ્તો કરતા હતા. રંજનમાં ચટાકીયાપણાની ટેવ પડી ગઈ. પિતાજી જો તેને ઓછા પૈસા આપે તો માતાના પાકીટમાંથી ચોરી લેતો હતો.

રંજનને ઘરનું ખાવાનું ભાવતું ન હતું. ઘેર પણ બજારુ ચીજો ખાવાની જીદ કરતો હતો. મા જો મનપસંદ વસ્તુ બજારમાંથી ન મંગાવે તો તે જીદ કરી ભૂખ્યો રહેતો હતો. તે વિચારતી કે કંઈ જ ન ખાવા કરતાં તે સારું છે કે બાળક તેની

મનગમતી વસ્તુ થોડી-ઘણી ખાઈ લે. આ જ ભૂલ તેણે કરી. શરીર માટે ભૂખ્યા રહેવું એટલું નુકસાનકારક નથી જેટલું ગમે તેવી વસ્તુઓ ખાવી. ભોજન એવું હોવું જોઈએ જે આપણી તંદુરસ્તી સારી સુધારે-બનાવે.

રંજનના ચટાકીયાપણાનું પરિણામ બહુ જલદી આવી ગયું. તેનું હૃદય ફૂલી ગયું અને તેને સુક્તાન (સુકાઈ ગયો)નો રોગ લાગુ પડી ગયો. ડૉક્ટરોએ કહ્યું તેને ઘેર રાખવાથી સારવાર નહીં થઈ શકે. તેથી હૉસ્પિટલમાં દાખલ કરવો પડ્યો. ડૉક્ટરોએ ખૂબ જ પ્રયત્ન કર્યા ત્યારે તેની બીમારી કાબુમાં આવી. તેને સારું થયું કે તરત જ ભેળપૂરી, પૂરી-પકોડી ખાવાની જીદ કરવા લાગ્યો. પરંતુ રંજનની માને ડૉક્ટરોએ બહુ સારી રીતે સમજાવી દીધી હતી કે રંજનની બીમારીનું કારણ તેનું ચટાકીયાપણું છે અને જો હવે તે તેની પાસે પરેજી નહીં પળાવે તો ફરી તે ક્યારેય સાજો થઈ શકશે નહીં. હવે રંજનની માને પોતાની ભૂલ સમજાઈ. તેણે બહારની વસ્તુઓ ખાવા ઉપર કડક બંધી કરી દીધી. રંજને પણ પોતાની માગણી પૂરી ન થતી હોવાથી પોતાની હઠ છોડી દીધી અને તે જલદી



સારો થવા લાગ્યો.

રંજનના પલંગ પાસે તેની ઉંમરનો જ એક બાળક હતો. રંજનની જેમ તે પણ ચટાકીયો હતો. રંજન જોતો હતો કે તે એકલો રહેતો હોવાથી મનમાની વસ્તુઓ ખાતો હતો. રંજન તેને નહીં ખાવા માટે કહેતો. તો તે કહેતો કે, "ડૉક્ટરોની એસી-તેસી. એ તો કહેતા રહે. હું જે મરજી પડશે તે ખાઈશ. વધારે શું થશે, મરી તો જઈશું."

રંજનને તેણે મનાવી લીધો હતો કે તેના વાલીઓને આ બાબતમાં કંઈ પણ કહે નહીં. રંજનને પણ તેઓને આ કહેવું ઉચિત ન લાગ્યું. તેને પણ ઘણીવાર મન થતું કે તે પણ મરચા-મસાલાવાળી વસ્તુ ખાય પરંતુ તેના ઉપર નજર રાખવા એક વ્યક્તિ તો હોય જ. રંજન મન મનાવીને રહેતો. ક્યારેક ક્યારેક તો તેને તેના ઘરવાળા ઉપર ગુસ્સો આવતો કે હંમેશાં આ લોકો મને ઘેરીને જ બેઠા હોય છે. પરંતુ તે કંઈ કરી પણ શકતો નહોતો.

પરંતુ બહુ જલદી રંજનને આનું કારણ સમજાયું. થોડા જ દિવસોમાં તેનો સાથી પ્રબોધ ગંભીર માંદગીમાં પટકાઈ પડ્યો. પરેજી ન પાળવાથી તેને કમળામાંથી 'કમળી' થઈ ગઈ હતી. તે બેભાન થઈ ગયો. તેનાં માતા-પિતા પણ ગભરાઈ ગયાં હતાં. પહેલાં તો ડૉક્ટરોની સમજમાં ન આવ્યું કે સારો સાજો થતાં તે કેવી રીતે ફરી બીમાર થઈ ગયો પરંતુ જ્યારે તેની પરેજી તોડવાની ખબર પડી ત્યારે તેના માતાપિતાને ખૂબ ઠપકો આપ્યો અને તેઓ ડૉક્ટરોની સામે ગળગળા થઈ ગયા, "ડૉ. સાહેબ માફ કરો, ભૂલ થઈ ગઈ. આટલી વાર અમારા

બાળકનો જીવ બચાવી લો.''

પ્રબોધને કેટલાય દિવસ સુધી ગ્લુકોઝના બાટલા ચઢાવવામાં આવ્યા અને અનેક ઈંજેક્શનો આપ્યાં ત્યારે તેને હોશ આવ્યા. રંજનની મમ્મીએ તેને બતાવતાં કહ્યું, ''રંજન, જોયું પરહેજ (ચરી) ન પાળવાનું પરિણામ ? જો તળેલી, શેકેલી, મરચાં-મસાલાવાળી વસ્તુઓ તેમ જ ભેળ-પૂરી, પકોડી ન ખાઓ તો બીમાર શા માટે પડો ? અને શા માટે દવાખાનામાં જવું પડે ?'' **જે પોતાની જીભ પર સંયમ નહીં રાખે તે હંમેશને માટે બીમાર રહેશે અને દુઃખી થશે.**

પ્રબોધની ગંભીર હાલતની રંજનના મન ઉપર વિશેષ અસર થઈ. તેણે ત્યારે જ માની શિખામણ લીધી હતી કે હવે તે માના કહ્યા અનુસાર ખાશે. રંજન જ્યારે સાજો થઈને ઘેર આવ્યો ત્યારે તેની મા તેની બરોબર દેખભાળ રાખતી હતી. તળેવી-શેકેલી વિશેષ ઉગ્ર મરચાં-મસાલાવાળી વસ્તુઓ હવે ઘરમાં તે કોઈને પણ ખાવા દેતી નહીં. બીજાને પણ તે કહેતી કે આવી વસ્તુઓ ખાવાથી પેટમાં ગરબડ થાય છે. લોહી ઝેરી બને છે અને માણસ બીમારીઓમાં ફસાય છે. સારી તંદુરસ્તી માટે સાદું, સુપાચ્ય અને સંતુલનવાળું ભોજન જરૂરી છે.

# દેશદ્રોહનો દંડ

એક મોટું જંગલ હતું. તેમાં અગ્નિરૂપ નામનો એક સિંહ રહેતો હતો. તે બહુ ઉદાર હતો અને તે તેનાં બાળકોને ખૂબ પ્યાર કરતો હતો.

અગ્નિરૂપ બહાદુર પણ હતો. આજુબાજુનાં જંગલોના



ઘણા વાઘ અને ચિત્તા તેનાથી ઘણીવાર હારી ગયા હતા અને બીજા ઘણાં જાનવરોએ અગ્નિરૂપ સામે લડવાનું જોખમ કર્યું હતું, તેઓ જીવતાં પાછા ફર્યાં ન હતાં. એની આવી બહાદુરીને લીધે આજુબાજુનાં જંગલોમાં રહેતાં જાનવરો તેનાથી ચિડાતાં હતાં અને ઘણીવાર એમની પ્રજામાં ઝઘડો કરાવવા પ્રયત્ન કરેલો પરંતુ તેમને નિષ્ફળતા મળેલ. અગ્નિરૂપની પ્રજા એટલી સમજદાર હતી કે તેઓ બીજાની વાતોમાં આવતી નહીં અને તેના રાજા પ્રત્યે વિશ્વાસ રાખતી.

અગ્નિરૂપને લીધે દુશ્મનો એક એક કરીને હરાવી ના શક્યા ત્યારે એમણે કૂટનીતિથી કામ લીધું. એ બધાએ ભેગા થઈને અગ્નિરૂપ પર હુમલો કર્યો. અગ્નિરૂપને વિશ્વાસ હતો કે આ વખતે યુદ્ધ જીતી નહીં શકે. પરંતુ અગ્નિરૂપ અને તેની સેના એટલી કુશળતાથી અને બહાદુરીથી લડ્યા કે દુશ્મનોને મેદાન છોડી ભાગી જવું પડ્યું.

પોતાના પરાજયથી બધાં જાનવરો વધારે ચિડાયાં. હવે તેઓ વધારે ને વધારે ખરાબ કામ કરવા તૈયાર થયાં. એમણે

ચારપાંચ ગુપ્તચરોને બોલાવ્યા અને આદેશ આપ્યો કે અગ્નિરૂપના રાજ્યમાં જેટલા પાણીનાં સ્થાનો હોય તેમાં ઝેર નાખવું, અગ્નિરૂપ અને તેના મિત્રો ઝેરવાળા પાણીથી મરશે અથવા તરસથી તડપી તડપીને મરશે.

અગ્નિરૂપ પણ હોંશિયાર શાસનકર્તા હતો. હારેલા દુશ્મનો શું-શું કરી શકે એ એને પહેલેથી ખબર હતી. અગ્નિરૂપે પહેલેથી પાણી પીવાના દરેક સ્થાને એક એક ચોકિયાત મૂકી



દીધો હતો. એના રાજ્યમાં પીવાના પાણીનાં ચાર સ્થાન હતાં. તેમાં વારાફરતી દરેક જાનવરને ચોકી કરવી પડતી. દરેક જાનવરને ખબર હતી કે આ કામ કેટલું મહત્ત્વનું છે. જેથી દરેક ઈમાનદારીથી કામ કરતા હતા. પરંતુ એમાં એક ચતુર શિયાળ આ કામમાં બેદરકાર અને કામચોર હતું. જ્યારે એનો વારો આવતો તો કોઈ બહાનું બતાવી છટકી જતું અને જ્યારે મજબૂરીથી કામ કરવું પડતું તો તે સૂઈ જતું. એક દિવસ

અગ્નિરૂપના મંત્રી મુત્તક હાથી એને ઊંઘતું જોઈ ગયો અને શિયાળને જગાડી બરાબર ધમકાવ્યું. થોડી બેદરકારીને લીધે બધાં જ જાનવરોનો જાન જોખમમાં હતો. આથી હાથીએ શિયાળને કહ્યું, ''આ વખતે તારી ભૂલ માફ કરવામાં આવે છે. પરંતુ હવે પછી જ્યારે કામ પર આવે ત્યાં ઈમાનદારીથી કામ કરવું પડશે.''

શિયાળ તેના મોં પર કાંઈ ન બોલ્યું પરંતુ મનમાં તેને ખૂબ ખરાબ લાગ્યું. પોતાની ભૂલ માટે તે મુત્તક પર ચિડાઈ ગયું. આ વાત મુત્તક જાણી ગયો અને શિયાળને કહ્યું, ''ચતુરા રાણી, પોતાની ભૂલ સુધારી સુધરવાનો પ્રયાસ કરો. જે પોતાની ભૂલ સ્વીકારતા નથી અને બીજાની સાચી વાતમાં પણ દોષ શોધવા પ્રયત્ન કરે છે તેને જીવનમાં પસ્તાવું પડે છે.''

મુત્તક હાથીની વાતથી ચતુરા વધારે ગુસ્સે થયું અને એના પર ગુસ્સા ભરી નજર નાખી મોં ફુલાવી ત્યાંથી જતું રહ્યું.

ચતુરાના વ્યવહારમાં કોઈ ફેર પડ્યો નહીં અને પહેલાંની જેમ જ કામમાં બેકાળજી રાખતું. અગ્નિરૂપના બધા જ ગુપ્તચરોએ આ બાબતની ફરિયાદ અગ્નિરૂપને કરી. આથી એક દિવસ અગ્નિરૂપે ચતુરાને બોલાવી કહી દીધું કે કામ કરતાં જીવવું એ સાર્થકતા છે. કામ કર્યા સિવાય ખાવું-પીવું એ ધિક્કારપાત્ર છે. તું જો કામચોરી કરીશ તો તને બીજાં [redacted]રો પાણી પીવા નહીં દે. જા ઈમાનદારીથી કામ કર જેથી કોઈ તારી ફરિયાદ ન કરે.

ચતુરાને સિંહની વાતથી પણ ખરાબ લાગ્યું મનમાં

વિચાર્યું કે ઓહ ! એને એની શક્તિ પર ગર્વ છે. તે બધાને બોધ આપે છે. જો હું એનું અભિમાન ન ઉતારું તો મારું નામ ચતુરા શિયાળ નહીં.

ચતુરા દુશ્મનોને જઈને મળી અને પોતાના રાજ્યમાં પાણીનાં સ્થાનો અંગેની માહિતી આપી. સાથે એ પણ બતાવી દીધું કે કોણ ક્યારે ચોકી-પહેરો કરે છે, કોને આસાનીથી હરાવી શકાય છે. દુશ્મનો ચતુરાની વાતથી ઘણા ખુશ થયા. હવે તેમને પૂરેપૂરો વિશ્વાસ થયો કે દુશ્મનોને હરાવવા આસાન છે. એક દેશદ્રોહી પૂરા દેશની સુરક્ષા અને સ્વાધીનતા માટે કલંકરૂપ છે.

સારો શાસનકર્તા જરા પણ બેદરકાર રહેતો નથી સાથે જે નાગરિક તરફથી ગદ્દારીનો ભય રહેતો હોય છે તેનાથી કાયમ સાવધાન રહે છે. અગ્નિરૂપના ગુપ્તચરો પણ ચતુરા વિષે સમાચાર મોકલતા. ચતુરા દુશ્મનો સાથે ભળી ગઈ છે તે બાબતે અગ્નિરૂપ સાવધાન થઈ ગયો.

એક રાત્રે ચતુરા શિયાળ દુશ્મનો સાથે પાણીમાં ઝેર ભેળવી રહ્યા હતા ત્યારે અગ્નિરૂપના સૈનિકોએ તેને પકડી. સાવધાન દુશ્મનો ખતરાની જાણ થતાં જ ભાગી છૂટ્યા અને ચતુરા પકડાઈ ગઈ.

ચતુરાને અગ્નિરૂપ સામે લઈ જવામાં આવી. પૂરી વાત જાણ્યા પછી અગ્નિરૂપ ખૂબ ગુસ્સે થઈ બોલ્યો, ''દુષ્ટ માણસ દંડ કર્યા સિવાય સુધરતા નથી. એને જેટલો દંડ કરો તેટલો ઓછો છે.''

અગ્નિરૂપે ચતુરાની પૂંછડી પકડી જમીન સાથે પટકી



જેથી તેની પૂંછડી અગ્નિરૂપના હાથમાં આવી ગઈ, ફરીથી જમીન પર પછાડી કહ્યું, ''જા તારો પ્રાણ લેતો નથી, ફરીથી મારા રાજ્યમાં આવીશ તો જીવતી પાછી નહીં ફરે. તારી કપાયેલ પૂંછડી જોઈને દેશદ્રોહના પાપને યાદ કરજે.''

એના પછી પૂંછડી કપાયેલ શિયાળ એ જંગલમાં ક્યારેય દેખાઈ નહીં. એની એટલી બધી બેઈજ્જતી થઈ કે જાનવરો વચ્ચે રહેવાનું પણ છોડી દીધું. હવે તે ગાઢ જંગલમાં ગુફા બનાવી આખો દિવસ બેસી રહેતી. ફક્ત રાત્રે ભોજન શોધવા જ ગુફાની બહાર નીકળતી.

## રખડપટ્ટીનો અંત

ફાલ્ગુ નદી પાસે એક મોટું તળાવ હતું. આ તળાવ વિચારતું કે ફાલ્ગુ નદી રાત-દિવસ વહે છે. ક્યારેય આરામ કરતી નથી. તેનાથી રહેવાયું નહીં. એક દિવસ તેણે પૂછ્યું, ''બહેન, તું હંમેશાં ચાલે છે. ક્યાં જાય છે ? શું કરે છે ?''

ફાલ્ગુ બોલી, ''તળાવભાઈ, હું જઈને ગંગામાં મળી

જાઉં છું, અમે બન્ને મળીને પ્રાણીમાત્રનું કલ્યાણ કરીએ છીએ. ક્યાંક કોઈની તરસ છીપાવીએ છીએ, ક્યાંક ખેતરોને પાણી પાઈએ છીએ અને ક્યાંક ઠંડા પાણીથી લોકોને સ્નાન કરાવીએ છીએ. તેમજ આગળ જતાં ઘણી જગ્યાએ બીજી નદીઓ અમને મળે છે અને અમે બધા મળી હસતાં ગાતાં સાગર સુધી યાત્રા કરીએ છીએ અને અંતે સાગરમાં મળી જઈએ છીએ.''



તળાવ આ સાંભળીને બોલ્યું, ''પરોપકાર માટે જ તું આટલી લાંબી યાત્રા કરે છે ને ?''

ફાલ્ગુએ કહ્યું, ''હા, એ માટે જ.''

તળાવે કહ્યું, ''તો પછી એટલા માટે દૂર જવાની અને થાકવાની શી જરૂર ? બીજા ઉપર ઉપકાર તો આપણે ઘેર બેઠાં પણ કરી શકીએ છીએ. મારી તરફ જ જોને. કેટલાં પશુ-પંખી, ફૂલઝાડ વગેરે મારો લાભ ઉઠાવે છે. શું હું પરોપકારી નથી ? પણ તારી જેમ દોડ-દોડ કરી સમય બગાડવો હું મૂર્ખતા સમજું છું. અને જ્યારે ઘેર બેઠાં બીજાનું કલ્યાણ કરી શકીએ છીએ

તો પછી નાસ-ભાગ કરવાની શું જરૂર છે ?

ફાલ્ગુએ વધારે દલીલ કરવાનું યોગ્ય ન માન્યું. તેણે હસીને વાત ટાળી દીધી અને પોતાના કામ માટે ચાલી નીકળી.

જ્યારે પણ ફાલ્ગુ પળ કે બે પળ માટે વિસામો ખાવા બેસતી ત્યારે તળાવ એ જ વાતનો ઢોલ પીટતું કે તારું દોડ-દોડ કરવું નકામું છે અને આ રીતે તું કેટલું દુઃખ સહન કરે છે અને સમય પણ વેડફે છે. જ્યારે ફાલ્ગુ તેના વિરુદ્ધ કંઈ દલીલો કરતી ત્યારે તળાવ પોતાના જડ તર્કોથી તેની દલીલને કાપી નાખતું. ધીરે ધીરે ફાલ્ગુને પણ તળાવની વાત સત્ય લાગવા માંડી. **સારા અથવા ખરાબ જેવા મિત્રો-સોબતીઓ સાથે રહીએ છીએ, તેવા વિચાર અનાયાસ આપણા પણ ધીરે ધીરે થઈ જાય છે.**

હવે ફાલ્ગુએ ગંગા તરફ વહેવાનું બંધ કર્યું. તેને પોતાના પ્રવાહને એ તરફથી વાળી લીધો અને તે રાત-દિવસ બેઠી બેઠી વિસામો ખાતી હતી. થોડો સમય તો આરામ સારો લાગ્યો પરંતુ હવે તે ઉદાસ રહેવા લાગી. હંમેશાં કામ કરવાનો તેનો સ્વભાવ ફરી ઉછાળા મારવા લાગ્યો. હંમેશાં વહેતા રહેવાની તેની ઈચ્છા પ્રબળ થવા લાગી.

તળાવને એક દિવસ ફાલ્ગુનીએ ઉદાસીનું કારણ સમજાયું. તેથી તેણે કહ્યું, ''તું મારામાં મળી જા. આપણે બન્ને સાથે મળીને કામ કરીશું.''

ઉદાસ ફાલ્ગુ હવે તળાવ તરફ વહેવા લાગી. ખુશ ખુશ થઈને થોડો સમય ચાલી અને નવી યોજનાઓ મનમાં બનાવવા લાગી. પરંતુ તળાવ નજીક જતાં જ એકાએક ખચકાઈને ઊભી



રહી. તેણે જોયું તળાવ દૂરથી મોટું લાગે છે પણ ખરેખર તો નાનું છે. તેની ચારે તરફ ઊંચી પાળ છે અને બંધિયાર પાણી હોવાથી કિનારા પરનું પાણી બહુ ગંદું થઈ ગયું છે તેમજ કીચડ અને શેવાળ પણ વિશેષ છે.

ફાલ્ગુએ વિચાર કર્યો, ''જો હું તળાવમાં જઈને મળીશ તો મારી પણ આ જ સ્થિતિ થશે. તે રડવા જેવી થઈ ગઈ અને મનમાં ને મનમાં કહેવા લાગી, ''હાય, હાય મેં વિવેકબુદ્ધિથી કામ ન લીધું અને આ સંકુચિત મનવાળા તળાવની વાતોમાં ફસાઈને અહીં સુધી આવી ગઈ. હજી પણ તક છે શું કરું ? પાછી વળું ?''

પછી તેને દૂરથી મધુર ગીત સંભળાવા લાગ્યું...

'સોચ કર ચલો- સોચ કર ચલો.
ગલત કદમ મત ઉઠાઓ
સોચ કર ચલો
જિંદગી અપને લીએ જીતે સભી,
દુસરોંકો સુખ નહીં દેતે કભી
જે કરે કલ્યાણ, દે સબકો હસી

છોડકર માર્ગ અપની ઉચ્ચતા કા મત ચલો
શ્રેષ્ઠ જનકી સંગતિ સે શ્રેષ્ઠ બનકર હી ચલો
સોચ કર ચલો

આ સાંભળી ફાલ્ગુ રડું રડું થઈ ગઈ. તેનું ગળુ ભરાઈ ગયું. બોલી, ''તમે કોણ છો ભાઈ? ક્યાંથી ગાઈ રહ્યા છો ? સામે કેમ આવતા નથી ?''

બાજુના વૃક્ષ ઉપરથી તુરત જ એક સફેદ કબૂતર ફટ દઈને આવ્યું અને હસીને બોલ્યું, મારું નામ મયુખ છે. મને ગંગામાએ મોકલ્યું છે. તમે ઘણા દિવસથી તેમની પાસે જવાનું બંધ કર્યું છે. તેમણે ઘણા દિવસ તો તારી રાહ જોઈ પરંતુ તારા નહીં જવાથી તે હેરાન થઈ ગયાં અને તે ચિંતા કરવા લાગ્યાં કે તને શું થયું હશે ? મારાથી તેમની ઉદાસીનતા ન જોવાઈ તેથી મેં કહ્યું, ''હું જાઉં છું અને સમાચાર લઈ આવું છું.'' હું કેટલાય સમયથી તારો પીછો કરી રહ્યો હતો પરંતુ તને ખબર નહોતી કારણ કે તારું ધ્યાન તળાવ તરફ જવામાં હતું. તમે પણ હવે તેવાં સંકુચિત બનવાનો વિચાર કર્યો છે. તેથી તને કંઈ કહેવું કરવું બેકાર છે. હાય રે ! ગંગા જેવી મહાન વિભૂતિનો સાથ છોડીને આ નીચનો સાથ સારો લાગ્યો. ચલો હું જાઉં છું. ગંગામૈયાને સમાચાર આપી દઈશ તે તમારી પ્રતીક્ષામાં ચિંતા ન કરે અને સમય બરબાદ ન કરે.''

આ સાંભળી ફાલ્ગુની આંખમાં આંસુ આવી ગયા. તે તરત જ ધીમા અવાજે બોલી, ''મયુખભાઈ, બસ-બસ, હવે વધારે ત્રાસ ન આપો. મારી આંખો ખૂલી ગઈ છે. આ સંકુચિત મનવાળા સાથે રહેવાથી મારા વિચાર પણ તેવા જ બન્યા હતા.

પરંતુ હવે મેં વિવેકપૂર્વક વિચાર કરી લીધો છે. હું પણ તેની સાથે રહીને તેના જેવી ગંદી અને સંકુચિત બની જઈશ. હું તો ગંગાને જ સાથ આપીશ, મહાન કાર્યોમાં સહયોગ આપીશ. જ્યારે હું મોટા કાર્ય કરી શકું છું અને મોટાઓને સહયોગ આપી શકું છું તો છીછરી સ્વાર્થ ભાવનામાં પોતાનું જીવન શા માટે વ્યર્થ કરું ? આ તો કોઈ પણ કરી શકે છે. પોતાને મોટા કામમાં લગાવવામાં જ ખરેખર મોટાઈ છે.''

આ સાંભળી મયુખ આનંદવિભોર થઈ ગયો. તેણે ઝુમીને પાંખો ફફડાવી અને નાચતાં-નાચતાં બોલ્યો, ''ખરેખર હવે તેં સાચો વિચાર કર્યો. આપણા સાથીઓ આપણને જે કહે તેને આપણે એમ જ સાચું નહીં માની લેવું જોઈએ. બરોબર વિચારવું જોઈએ કે તેની વાત કેટલી યોગ્ય છે. ત્યારબાદ તેના અનુસાર કામ કરવું જોઈએ.''

ફાલ્ગુ ચૂપ રહી. મયુખની વાત સત્ય હતી. મયુખે પાંખો ફડફડાવી અને આકાશમાં ઊડતાં બોલ્યું, ''હું જાઉં છું અને



ગંગામાને સમાચાર આપું છું. તું જલદી આવજે.''

ફાલ્ગુએ પૂરજોશથી પોતાનો પ્રવાહ ગંગા તરફ વહેવડાવો શરૂ કરી દીધી. હવે ફરીથી તે કલકલ કરતી ખુશીનાં ગીત ગાતી મુક્ત મને ગંગા તરફ જોશથી આગળ વધવા લાગી. ગંગા તેને જોતાં જ આગળ વધી ભેટી પડી અને બોલી, ''બહેન, મને ખૂબ જ આનંદ થયો છે કે તું ફરી સત્યના પંથ પર આવી ગઈ છે. પોતાના માટે તો દરેક જીવે છે પરંતુ જીવન તેનું જ સાર્થક છે જે બીજાનું વધારેમાં વધારે કલ્યાણ કરે છે. સંકુચિત વિચારોવાળા આ વિચારોમાં મુશ્કેલી ઊભી કરે છે અને બીજાને પોતાના જેવા બનાવવા ઈચ્છે છે પરંતુ પ્રલોભનોમાં ન ફસાવું તે જ મહાનતાનું પહેલું પગથિયું છે.''

''તમે બરોબર કહો છો, મોટીબહેન.'' આમ કહી ફાલ્ગુ ગંગાની સાથે મોટા કામ કરવા ચાલી નીકળી. બંને જ્યાં ગઈ ત્યાં તરસ્યાને પાણી મળ્યું, જમીન ફળદ્રૂપ બની, ખેતરોમાં હરિયાળી થઈ ગઈ. જડ-ચેતન દરેકે તેમનું સ્વાગત કરી જયજયકાર કર્યો. નાના તુચ્છ જીવ પણ જ્યારે મહાનની સાથે મળી બીજાના કલ્યાણના કાર્યમાં જોડાઈ જાય છે ત્યારે તેમની શક્તિ અને યોગ્યતાઓ વધી જાય છે અને આ મહાનતાના માર્ગ ઉપર ચાલતાં ચાલતાં તે પણ મહાન અને ઉદાર બની જાય છે.

# ભારતમાતાનાં ચરણોમાં

આલોકના પિતાજી પર્યટન વિભાગમાં અધિકારી હતા. એકવાર તેના ઘેર પિતાજીના કોઈ મિત્ર આવ્યા. તેઓ

પહેલીવાર આગ્રા આવ્યા હતા. તેમનું ખૂબ જ સ્વાગત કરવામાં આવ્યું. પિતાજીએ રજા લઈ તેમને આગ્રાની આજુબાજુનાં સ્થળ બતાવ્યાં જેથી તેમને ખૂબ જ મજા આવી.

પિતાજીના તે મિત્ર ખૂબ ખુશમિજાજી હતા અને ચારપાંચ દિવસમાં તેઓ આલોકની સાથે બહુ હળીમળી ગયા હતા. તેઓ તેને અને તેના દોસ્તોને બહુ મનોરંજક વાર્તાઓ કહેતા હતા અને સારી સારી વાતો સંભળાવતા. સાંજ થતા બાળકો તેમની આજુબાજુ બેસી જતા અને પૂછતા, ''કાકાજી, આજે તમે શું જોયું ? કેવું લાગ્યું ?''



કાકાજી પણ જોયેલા સ્થળ વિષે કહી દેતા. બાળકો ખૂબ ખુશ થતા અને તેઓ ઐતિહાસિક શહેરમાં રહે છે જાણી પ્રસન્ન થતા. જ્યાં ઘણાં જોવાલાયક સ્થળો છે. એક દિવસ એક છોકરીથી ન રહેવાયું અને તે પૂછી બેઠી, ''કાકાજી, અમારે ત્યાં કેટલાં સુંદર સ્થળો છે. વિશ્વમાં અદ્વિતીય તાજમહલ,

ફત્તેપુર સીક્રી, લાલ કિલ્લા, સિકન્દરા વગેરે. બતાવો શું તમારે ત્યાં આવાં સુંદર સ્થળો છે ?''

ત્યાં બીજો છોકરો બોલી ઊઠ્યો, ''કાકાજી, તમે ક્યાં રહો છો ? સાંભળ્યું છે કે તમે દૂરથી આવ્યા છો.''

આલોકે ઉતાવળથી કહ્યું, ''હા. માએ કહ્યું હતું કે કાકાજી દક્ષિણ ભારતમાં કન્યાકુમારીથી આવ્યા છે.''

'' ઓહ, કન્યાકુમારીથી ! મારા દાદા-દાદી એક વખત ત્યાં તીર્થજાત્રાએ ગયાં હતાં. દાદી તો આજે પણ તેનાં ગુણ ગાતાં થાકતાં નથી.'' આલોકના મિત્ર નિખિલે કહ્યું.

બધા એકી સાથે બોલ્યા, ' ત્યાં ખાસ શું છે ? '

કાકાજી અત્યાર સુધી હસીને બાળકોની વાત સાંભળી રહ્યા હતા તે બોલ્યા, ''હા, ત્યાં ઘણી એવી વિશેષતાઓ છે જે એક વખત જોયા પછી ભૂલી શકાતી નથી. ધ્યાનથી સાંભળો આજે હું તમને અહીં બેઠાં બેઠાં કન્યાકુમારીની સફર કરાવું. આ સ્થાન પૌરાણિક, ઐતિહાસિક, કલાત્મક બધી દૃષ્ટિએ મહત્ત્વપૂર્ણ છે.''

ૠચા વચમાં બોલી, ''તેનું નામ કન્યાકુમારી કેમ પડ્યું ?''

''અહીં કન્યાકુમારી ભગવતી આદ્યશક્તિનું મોટું પ્રાચીન મંદિર છે. એના નામ પરથી સ્થળનું નામ કન્યાકુમારી પડ્યું. જેવી રીતે વારાણસીમાં શિવનું મંદિર પ્રસિદ્ધ છે તેવી રીતે કન્યાકુમારીમાં શક્તિનું મંદિર પ્રસિદ્ધ છે.'' કાકાજીએ કહ્યું. ''આ મંદિર વિશે પુરાણોમાં ઘણી કથાઓ મળે છે.''

બાળકો ઉત્સુકતાથી બોલ્યા, ''કાકાજી, અમને આ



પ્રસિદ્ધ મંદિર વિશે કહો. કાકાજીએ કહ્યું, ''સમુદ્રકિનારે એક વિશાળ સ્થાનમાં દેવી કન્યાકુમારીનું સુંદર મંદિર છે. સુંદર વસ્ત્રોથી, અમૂલ્ય આભૂષણોથી, સુગંધિત દ્રવ્યોથી શણગારેલા મા ભગવતીજીની સજીવ પ્રતિમા દરેકના હૃદયમાં શ્રદ્ધા અને ભક્તિ ઉત્પન્ન કરે છે.''

આલોક બોલ્યો, ''નજીકમાં વહેતો સમુદ્ર પણ વાતાવરણને ભવ્ય બનાવતો હશે ?''

''હા, કન્યાકુમારીની ત્રણ બાજુ સમુદ્ર છે. ડાબી બાજુ બંગાળની ખાડી, સામે હિંદી મહાસાગર અને જમણી બાજુ અરબી સમુદ્ર. મંદિરના પૂર્વ બાજુનો ભાગ, જે બંગાળની ખાડી બાજુ છે. તે વર્ષમાં ચાર-પાંચ વાર ખૂલે છે'' કાકાજીએ કહ્યું. ''દેવીના નાકમાં પહેરાવેલ અમૂલ્ય હીરાની ચમકથી દૂરથી આવતા નાવિકોની આંખ અંજાઈ જતી હતી. જેથી અકસ્માત થતો હતો, જેના કારણે તે ભાગ બંધ રાખે છે.''

''કાકાજી, કન્યાકુમારીમાં જે સ્મારક છે તેના વિશે પણ



તમે કાંઈ કહી રહ્યા હતા. હું તે દિવસે સાંભળતાં સાંભળતાં સૂઈ ગયો હતો. તો આજે કૃપા કરી તે વિષયમાં વિસ્તારથી અમને બતાવો.'' આલોકે કહ્યું.

કાકાજી આ પ્રશ્નથી ઘણા ખુશ થયા અને કહેવા લાગ્યા, ''બાળકો, આના વિશે જાણકારી તમને જરૂર હોવી જોઈએ. કન્યાકુમારીમાં ભારતના બે મહાન આત્માઓના સ્મારક છે. એક મહાત્મા ગાંધી અને વિવેકાનંદ. ૧૯૫૬માં મહાત્મા ગાંધીનું સુંદર સ્મારક બનાવ્યું હતું. આ વિષયમાં જાણવા યોગ્ય વાત એ છે કે મહાત્મા ગાંધીની મૂર્તિની ઉપરની છત એવી રીતે બનાવવામાં આવી છે કે ૨ ઑક્ટોબરે બપોરના સમયે સૂરજનાં કિરણો ઉપરથી સીધા બાપુની પ્રતિમા ઉપર પડે, તે વખતે બાપુની પ્રતિમા ખૂબ જ ભવ્ય લાગે છે.''

આલોકે કહ્યું, ''આ શિલ્પકલાનું સુંદર ઉદાહરણ છે.''

તેના પછી કાકાજીએ વિવેકાનંદના સ્મારક વિશે જણાવવા કહ્યું, ''બાળકો, તમે ભારતના મહાન સંત સ્વામી

વિવેકાનંદથી પરિચિત હશો. જ્યારે પાશ્ચાત્ય જગતમાં હિન્દુ ધર્મ અને દર્શન વિશે અનાસ્થાભર્યો પ્રચાર થઈ રહ્યો હતો ત્યારે વિવેકાનંદે ફરી એકવાર આખા વિશ્વમાં હિન્દુ ધર્મ અને દર્શનની ઉત્કૃષ્ટતા સિદ્ધ કરી હતી. વિવેકાનંદ સંન્યાસી બન્યા પછીની વાત છે. ૧૮૯૨માં તે ભ્રમણ કરતાં કન્યાકુમારી આવ્યા હતાં. તે સમય પહેલાં તેમના મનમાં ઘણી શંકાઓ હતી. અહીં આવીને તેમનું ચિંતન અને મનન વધી ગયું. ૧૫ ડિસેમ્બરની સંધ્યા સમયે વિચારોમાં મશગૂલ સમુદ્રમાં તરતાં તરતાં કિનારાથી લગભગ ૧૪૦૦ ફૂટ દૂર એક મેદાન પર જઈને બેસી ગયા. ત્રણેય સાગરોના સંગમસ્થળે આ જગ્યા પર બેસીને વિવેકાનંદ ધ્યાનમગ્ન થઈ ગયા. તે ત્રણ દિવસ અને ત્રણ રાત સતત ધ્યાન કરતા રહ્યા. અહીંયાં તેમને મનની સ્થિરતા, શાંતિ અને નવો બોધ મળ્યો. જેવી રીતે બુદ્ધનું ચિંતન સ્થળ બોધિવૃક્ષ અમર થઈ ગયું તેવી રીતે વિવેકાનંદનું આ સ્થાન પણ અમર થઈ ગયું. અહીં એમને માનવમાત્ર માટે પોતાનું જીવન અર્પણ કરવા માટે અને હિન્દુ ધર્મની ઉત્કૃષ્ટતાથી વિશ્વને પરિચિત કરવા માટે સંકલ્પ લીધો હતો. આ ઘટનાને અમર બનાવવા માટે આ પવિત્ર જગ્યા પર વિવેકાનંદ સ્મારક બનાવવામાં આવ્યું છે. આ મેદાનની જગ્યા સમુદ્રથી લગભગ ૫૫ ફૂટ ઊંચી છે તથા ત્રણ એકર સુધી ફેલાયેલી છે. સ્મારકનું સંપૂર્ણ ભવન બહુ જ સુંદર અને પ્રભાવશાળી રીતે બનાવવામાં આવ્યું છે. અહીં સંન્યાસી વિવેકાનંદની ૯ ફૂટ ઊંચી કાંસાની પરિવ્રાજક મુદ્રામાં બનાવેલી ભવ્ય પ્રતિમા સ્થાપિત કરવામાં આવી છે અને તેને જોઈને

શ્રદ્ધાથી મસ્તક ઝૂકી જાય છે. લાગે છે કે ભક્તિ, શક્તિ, આત્મવિશ્વાસ અને ક્રિયાશીલતા સાકાર થઈ જાય છે.''

"આ સ્મારક ક્યારે બનાવવામાં આવ્યું હતું ?'' નિખિલ જાણે સ્વપ્નમાંથી ઝબકીને પૂછવા લાગ્યો.

"૨ સપ્ટેમ્બર, ૧૯૭૦ના રોજ આ સ્મારકનું રાષ્ટ્રપતિએ ઉદ્‌ઘાટન કર્યું.' કાકાજીએ કહ્યું.

કાકાજીની વાત સાંભળીને બધાં બાળકો જાણે કલ્પનામાં તેમને જોવા લાગ્યાં. આલોકની મા આવી અને બોલી, "અરે ! બાળકો, રાતના નવ વાગવા આવ્યા છે. હવે પોતપોતાના ઘેર જાઓ જેથી સવારમાં નિયમિત સમયે ઊઠીને પોતાનો અભ્યાસ કરી શકો.''

"ઓહ ! આટલો સમય વીતી ગયો !ખબર પણ ન પડી'' કહેતાં બાળકો ઊઠી ગયાં. રસ્તામાં તેઓ અંદરોઅંદર કહેતાં હતાં, "જ્યારે અમે મોટા થઈશું ત્યારે જરૂર કન્યાકુમારી જઈશું.''

મુદ્રક : યુગ નિર્માણ યોજના પ્રેસ, મથુરા.